# ગુજરામારૂ

# ની વારતા.

( ચીત્રો સહિત. )

છપાવી પ્રસિદ્ધ કરનાર.
મગનલાલ મનસુખરામ બુકસેલર.
તથા
શંભુલાલ દોલતરામ. બુકસેલર
ઠે. કાળુપુર રોડ, મામુનાએકની પોળ પાસે
અમદાવાદ.



અમદાવાદમાં ખમાસાને ચકલે આવેલા શ્રી 'નટવર'
પ્રિન્ટિંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ
ખોડીવાળાએ છાપ્યું
કીંમત ૦—૮—૦



# ગજરા મારૂજીની વારતા.

રાણી. રાજા.

છપાવી પ્રસિદ્ધ કર્તા.
પટેલ શંભુલાલ દોલતરામ:
મા. મુ. નાયકની પોળ. અમદાવાદ.

# ગજરામારૂ
# ની વાર્તા.

ચીત્ર સહીત.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**બુકસેલર—શંભુલાલ દોલતરામ.**

ઠે. કાલુપુર મામુનાએકની પોળ પાસે દુકાન.

અમદાવાદ

આવૃત્તિ ૧ લી. | પ્રત. ૪૦૦૦

અમદાવાદ.

ખમાસાને ચકલે, ધી "નટવર" પ્રિન્ટિંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું.



સંવત ૧૯૭૧ સને ૧૯૧૫

કીંમત ૮ આના.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૫૫૨૬

# જાહેર ખબર.

---

સરવે લોકોને ખબર આપવામાં આવેછે કે અમારાં અહીંના છાપેલાં તથા મુંબઇના છાપેલાં સંસ્કૃત, હિંદુસ્તાની, ગુજરાતી, મરાઠી, ઇંગ્રેજી પુસ્તકો ડીક્ષનેરીઓ, વૈશ્નવ ધર્મનાં પુસ્તકો, વાંચવા લાયકવાર્તાઓ સ્તોત્રો, વૈદકના ગ્રંથો, નાટકો, કીસ્સાઓ, સરકારી જરાતી નીશાળોમાં ચાલતી ચોપડીઓ વીગેરે ઘણી જાતના પુસ્તકો સરસ છાપ અને સસ્તી કીંમતે વેચાતા મળશે, પત્ર વ્યવહાર નીચેને શીરનામે કરવો. નોટપેટ પત્ર લેવામાં આવશે નહીં ખુલાસા માટે અરધા આનાની ટીકીટ બીડવાથી સુચીપત્ર મોકલી આપવામાં આવશે.

બુકસેલર શંભુલાલ દોલતરામ.

ઠે. માણેકનાઍકની પોળ પાસે દુકાન.—અમદાવાદ.

# ગજરામારૂજીનીવાર્તા.

શ્રી ગણેશાયનમઃ શ્રી શારદાયેનમઃ શ્રી ગોપીજન વલ્લભાયનમઃ

અથ વારતા ગજરામારૂજીની લખી છે.

**દુહા.**—પ્રથમ નમું પ્રીતે કરીરે, ગરૂઆ ગણપતીને હું પાયરે; ગરૂઆ૦ મને બુદ્ધી અનુપમ આપજો, મારી જીભલડી જશ ગાયરે; મારી જીભલડી જશ ગાંય. ૧ માતા છે જેની પાર્વતીરે, જેના પીતા છે શંકર દેવરે; જેના પીતા છે શંકર દેવરે૦ સુદ્ધી બુદ્ધી દેજો મુજને ઘણી, સદા કરૂં હું તમારી સેવરે. સદા. ૨ અંગે સીંદુર છે અતી ઓપીતું, રૂડો મોદીકનો છે અહારરે, રૂડો મોદીકનો છે અહારરે૦ સહુ દેવ તમારી શેવા કરે કરૂણાળુ વીઘન હરનારરે; કરૂણાળુ વીઘન હરનાર. ૩ સાચી દેવી માતા સરસ્વતીરે, તમને ચરણે નમાવું શીશરે; તમને૦ મારી જીવ્હાયે જશ ઘો ઘણો. રંક જાણી ન કરશો રીસરે, રંક. ૪ કળીયુગમાં કાલીકાયનેરે. માતા પ્રસન્ન થયાં સાક્ષાતરે; મુને વરઘોને વરદાઇની, ગજરામારૂજીની રચું વાતરે. ગજરા૦ ૫ મુરખને તેં કવી કરયારે, જીભે આપી અવીચળ વાણરે, જીભે૦ રૂડા ગ્રંથ રચ્યા અવની વીષે, તુજ કૃપાએ થયા જાણરે; તુજ૦ ૬ હે પ્રભુજી તમને નમુંરે, નીશદીન ધરીને ધ્યાનરે; નીશ૦ ખરો આશ્રય છે હરી તણો, નીજ સેવકનું રાખે માનરે; નીજ. ૭ જે જન સેવક તમ તણારે, તેની પુરે મનની આશરે; સદા છોજી ચરણનો દાસ. ૮

" કવિજન ગણુપતી સરસ્વતી અને ઇશ્વિરની સ્તુતી કર્યા પછી વારતાનો આરંભ કરે છે."

ઉત્તર દીશાએ માંડવધઢ કરીને એક શહેર છે તે શેહેરમાં રાજા જસોજામ નામે પોતાનું રાજ્ય ચલાવતો હતો. તે રાજાને સાત રાણીઓ હતી તેમાં છ રાણીઓ માનીતી હતી અને સાતમી રાણી દામાવંતી હતી. તે અણુમાનીતી હતી. માટે છ ઉપર રાજાની અધીક પ્રીતી હતી. ને સાતમી ઉપર કાંઇજ પ્રીતી ન હતી. એક દીવસે, એવો યોગ બન્યો કે માંડવધઢથી એક કોશ દુર, એક દીનપર ગામ હતું તેમાં ઘણાં ખરાં ગરીબ લોકની વસ્તી હતી. તે ગામમાં એક ચંડાલણી (ઓળગાણી) હતી. ને સાવરણી તથા સુંથીયાં વગેરે લઇને મ્હોટે પરોઢીએ ઉઠીને માંડવધઢમાં વેચવા આવી તે રાજાના દરબાર આગળથી નીકળી તેવામાં જસાજામ રાજા હાથમાં લોટો લઇ ઝાડે ફરવા વાડામાં ( સંડાસમાં ) જતો હતો તેને ચાંડાલણીએ જરાક જોતાં મનમાં વિચાર કર્યો કે એ રાજાને સાત રાણીઓ છે. તો પણ કોઇને પેટે સંતાન નથી તેથી એ વાંઝીયાનું મુખ જોઇશ તો મારાં સાવરણી તથા સુંથીયાં ખપશે નહી. ને વળી ઘરમાં પણ કજીઓ કંકાશ થશે. અને આખો દાહાડો ઉદાસીમાં જશે, માટે પોતાના હાથમાંની સાવરણી પોતાના મોં આડી ધરી. કે જેણે કરી વાંઝીઆ રાજાનું મુખ જોવામાં ન આવે. એવી રીતે જે ચરીત્ર કરયું તે સરવે રાજાએ જોયું ને તરત પોતાના મનમાં ચેતી ગયો, ને વીચાર કરવા લાગ્યો કે નીચમાં નીચ જે ચંડાલણી તેણે મારૂં મુખ જોયું નહીં. તેનું શું કારણ હશે. એવું સમજીને અતીશે ક્રોધ કરીને ઓળગાણીને પોતાની પાસે બોલાવીને પુછે છે.

**દોહા.**—સત્ય કહે ચંડાલણી, સામી માર્જની કેમધરી નારરે; સામી૦ તે તો કહે ને તું મુજને વારતા, નહી તો દંડ દઉ નીરધારે નહી તો. ૧ સાચું ન બોલે તો જાણજે, તુને, સૂળી દઊં આ દીસરે; તુને૦ મારૂં મુખ ન જોયું તેં માનની, માટે છેદાવું તારૂં શીશરે; માટે. ૨

**અરથ.**—રાજા કહે છે હે ચાંડાલણી તેં પ્રાતઃકાળમાં મારૂં મોં જોઇને આડી સાવરણી કેમ ધરી અને પુંઠ ફેરવીને ઉભી. રહી. એવો શો દોષ મારામાં છે જે તેં નીચ જાતે મારૂં મોં ન જોયું માટે જે તારા મનમાં હોય તે કહે. જો તું સાચું નહી બોલે તો સહુ લોક દેખતા તને શુળીએ ચડાવીશ. એવી રીતનું બોલવું સાંભળીને ઓળગાણી કહે છે કે હે રાજા જયારે તમે ખરેખરી તાકીદ કરી ખરૂં કારણ પુછોછો પણ હું કહીશ ત્યારે આપ મારી ઉપર ઘણી રીસ કરસો માટે જો રીસ ન કરો ને ગુનો માફ કરો તો તમોને ખરેખરૂં કારણ કહું રાજા કહે છે કે તું સાચું બોલીશ તો તારો ગુનો માફ કરીને છોડી દઇશ ને વળી તારી બનતી બરદાશ કરીશ.

એવી રીતે રાજાનાં નીરભય વચન સાંભળીને ઓળગાણી રાજાને કહે છે, મહારાજ સાંભળો.

**દુહો.**—મેલામાં મેલો જુઓ કુમરોરે. કાંઇ તેથી મેલો લોભરે; કાંઇ તેથી મેલો જોને લોભરે, એથી મેલોરે રાજા વાંઝીયો, તે તો મુવે ન પામે મોક્ષરે, કાંઇ મુવે ન પામે મોક્ષ. ૩

**અરથ.**—હે રાજાજી મેલામાં મેલાં આટલાં માણુસ છે, એક તો જે હૈયા મેલો મીઠો માણુસ હોય તે અઘોર પાપ કરે. તે મુએ

થોડું બોલે અને ગરીબ જેવો દેખાય. જાણે બગલો સરોવર કાંઠે ધ્યાન ધરીને બેઠો. પણ લાગ આવેથી પાણીમાંના મચ્છને તરત ઝાચકી લે છે. તેમજ થોડા બોલો કપટી માણસ કરશે. માટે તેવા પુરૂષનું સવારમાં મોં જોવું નહીં. અને બીજો જે અતી લોભીયો માણસ હોય તે પણ લોભને વશ સદાય રહીને ઘણાં નીચ કર્મો કરે છે. માટે તેનું પણ સવારમાં મોં જોવું નહીં. હે રાજા એ બે મલાં કરતાં પણ જેને કાંઇજ સંતાન ( પુત્ર અથવા પુત્રી ) નથી એવો જે વાંઝીઓ તે જો મોટો રાજા હોય તો પણ તેનું મોં જોવું નહીં. તથા દુર દેશાવર જતાં અથવા હરેક શુભ કામે જતાં તેના શુકન બીલકુલ લેવા નહીં માટે હે વીવેકી રાજા જે સાચે સાચો વિચાર હતો તે આપને કહી દીધો. આપને સાત રાણી છે, તે છતાં કાંઇ સંતાન નથી. માટે મેં આડી માર્જની ( સાવરણી ) ધરી તેની આપે ક્ષમા કરવી, અથવા ગમે તે દંડ દેવો તે આપણી મરજી ઉપર આધાર છે. એવી રીતના ઓળગાણીનાં વચન સાંભળી ને રાજાની બધી રીસ ઉતરી ગઈ. અને ઓળગાણીને કહ્યું કે તને મેં ગુનો માફ કર્યો. એવું કહીને પોતાના ચાકરને બોલાવીને કહ્યું કે આ ઓળગાણીને કમોદના ચોખા બે મણ આપો. તે સાંભળીને ચાકરે તરત ચોખાની ગાંસડી બાંધી આપી તે લઇને પોતાના મનમાં ખુબ ખુશી થઇને પોતાને ગામ જવા નીકળી. તે રસ્તે ચાલતાં મનમાં વીચાર કરે છે કે આ બે મણ ચોખા મારે ઘણા દહાડા ચાલશે. અને ત્યાં સુધી સાવરણી સુંથીયાં વેચવા જવાની મહેનત ઓછી કરવી પડશે. ને વળી મારો ધણી ખુશી થશે. એમ વિચાર કરતાં પોતાને ઘેર આવીને માથા ઉપરથી ચોખાની ગાંસડી હેઠી ઉતારી તે જોઈ તેના ધણીયે પુછ્યું કે

આ ગાંસડી તું ક્યાંથી લાવી? તે કહે. સ્ત્રી કહે છે કે તેનું તમારે શું કામ છે. તે સાંભળીને તેનો ધણી કહે છે કે હે રાંડ તું મારી પાસે સાચું બોલ નહી તો તને ઘરમાંથી કહાડી મુકીશ. ત્યારે ઓળ-ગાણી કહે છે, રાજા જસાજામે આપી છે. તે સાંભળતાં તેનો ધણી કહે છે કે હે રાંડ એ રાજા તો વાંઝીઓ છે. તેથી એનું અન્ન આપણાથી ન ખવાય. અરે, જેનું વાણામાં મુખ ન જોવાય તેનું અન્ન તે કેમ ખવાય. ઓળગાણી કહે છે કે આખું શહેર એનું અન્ન ખાય છે. તો આપણને ખાતાં શી હરકત છે. શું આપણે બધા લોક કરતાં મોટા કે રાજાનું અન્ન ન ખવાય તે સાંભળીને ઓગગાણો કહે છે કે જે શાસ્ત્ર નથી સમજતો તેજ રાજાનું હરામ ખાય છે. પણ સમજુ તો હક હલાલથી રાજાની ચાકરી કરીને તેનો જે પગાર આવે તેજ ખાય છે. કશી વાતનો સંબંધ નહીં છતાં રાજા મફત આપે છે તો તે સમજુ માણસ લેતાં નથી હે સ્ત્રી હું તને જે કહું છું તે તારા માનવામાં સાચું ન આવતું હોય તો પરીક્ષા જોવાને સારૂ આપણા ઘરમાં કોદરા છે તેને ભર-ડીને તેમાંથી કોદરી કાઢીને તેના ભેગા રાજાના ચોખા ભેળીને ચકલાંને નાંખ. તે જો ચકલાં કોદરીની સાથે ચોખા ખાઇ જાય તો પછી આપણે ખાઇશું એ પ્રમાણે ઓળગાણાનાં વચન સાંભળીને, ઓળગાણીએ કોદરીની ભેગા ચોખા ભેલીને નાંખ્યા, તે ચકલાંએ તેમાંથી કોદરી કોદરી વીણી ખાધી અને ચોખા અનામત પડ્યા રહેવા દીધા. એ રીતનો પ્રત્યક્ષ દાખલો જોઇને ઓળગાણીએ ચોખાની ગાંસડી માથે લઇને પાછી રાજાના દરબારમાં આવીને કહ્યું કે મહારાજ આ તમારા ચોખા પાછા લ્યો કેમકે તમારૂં અન્ન પંખી જનાવરમાંએ પણ ખાતાં નથી, તો પછી અમારાથી કેમ ખવાય.

એમ કહીને ચોખાની ગાંસડી પાછી મુકીને પોતાને ઘેર ચાલી ગઇ એટલે પાછળથી રાજાના મનમાં અત્યંત ખેદ ઉત્પન્ન થયો. ને પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો કે નીચમાં નીચ જે ચંડાળ તેણે પણ મારૂં અન્ન ખાધું નહી. એવું વાંઝીયામેણું છતાં હું રાજ્ય સુખ ભોગવું છું, તે કશા કામનું નથી. કેમ કે ઓળગાણીએ આવી રીતે કહ્યું ત્યારે મારા શેહેરની રૈયત મારી પછવાડે મનમાં આવે તેમ નીંદા કરતી હશે. એમ ધારી પોતાની છ માનીતી રાણીયો હતી તેને પાસે બોલાવીને કહ્યું કે મારે સાત રાણીઓ છતાં માથે વાંઝીયામેણું રહ્યું ;ને તે મ્હેણાંને લીધે કોઇ મારૂં મ્હોં જોતુ નથી, અને શુકન પણ જોતું નથી. માટે હવે હું આ શહેરમાં એક ક્ષણવાર રહેનાર નથી. રાજપાટ સહુ છોડી દઇને અઘોર વનમાં જઇ મહાદેવનું ધ્યાન ધરીને ઉગ્ર તપ કરીશ તેણે કરીને મહાદેવ પ્રસન્ન થઈ મને પુત્ર ફળ આપશે. ને મનનો મનોરથ પુર્ણ કરશે તો પાછો ઘેર આવીસ. ને જો તેમ ન થયું તો પછી આવરદા પુરી થતાં લગી વનમાંજ રહીશ. એવી રીતના રાજાનાં વચન સાંભળીને માનીતી છએ રાણીઓ રાજાની સામી હાથ જોડીને કહે છે કે મહારાજ આપ ઘેર બેઠાં ઇશ્વરની ભક્તી કરો. એટલે તમારો મનોરથ પુર્ણ થશે. હે સ્વામીનાથ આપ અમારો ત્યાગ કરી સીધાવો છો તેથી અમો શી રીતે દીવસ ગુજારીશું ? આપના વગર અમને એક ક્ષણવાર સુખ ઉપજનાર નથી. માટે અમારો શુકન માન્ય કરી રહો તો બહુ સારૂ. એવું સાંભળીને રાજા કહે છે કે હે સ્ત્રીયો ! તમે હજાર વાત કહેશો તો હું તમારૂ કાંઇ પણ માનનાર નથી. માટે હવે તો તપ કરવાં જઇશ. એમ કહીને પોતાનો ફુલસંગ નામે પ્રધાન હતો. તેને રાજા રૂડી રીતે

ચલાવવાની ભલામણ કરીને કહ્યું કે હે પ્રધાન! તું મારો જુનો અને સમજુ પ્રધાન છે. તેથી આપણી રૈયતની ઊપર રહેમ નજર રાખીને નીતીથી રાજ ચલાવજે એમ કહીને પોતે કાળો પોશાક પહેરીને કાળા ઘોડા ઉપર બેશીને નગરના સરવે લોકોને જતી વખતે શીખામણ દઈને કહે છે મારા નગરનાં વાસી લોકો હું વાંઝીયામ્હેણું ટાળવાને વનમાં જાઊં છું, પણ તમારા ઉપર દયા રાખવા વિષે મેં મારા પ્રધાનને ભલામણ કરી છે. તે નીતીથી રાજ ચલાવશે ને હું તપ કરવા જાઊં છું તે મહાદેવ પ્રસન્ન થશે ને પુત્ર ફળ આપશે તો ફરી પાછો આવીશ નહીંતર વનમાંજ રહીશ. માટે મારો કંઈ પણ અપરાધ હોય તો ક્ષમા કરજો. એવી રીતના રાજાનાં પ્રીતી ભરેલાં વચન સાંભળીને સરવે રઈઅત તથા રાણી, દાસીયો વગેરે રૂદન કરે છે.

દુહા.—રાણીઓ રૂવેરે રંગ મ્હોલમાંરે, કંઈ દાસી રૂવે દરબારરે; કાંઈ૦ રઈયત રૂવે સારા શહેરનીરે, કંઈ વરતાયો હાહાકારરે; કાંઈ વરતાયો હાહાકાર. ૪ હાટે રૂવેરે હાટ વાણીયારે, તેતો પાડી બેઠા હડતાલરે; તેતો૦ પ્રાણી માત્ર રહેરે ઊદાસમાંરે. કાંઈ વૃક્ષે નમાવી છે ડાળ; ૫ કાળે ઘોડેને કાળે લુગડેરે, કાંઈ રાજા જાએ વનવાસરે; કાંઈ. વાંઝીયામેણું ભાગવા, છોડી ચાલ્યા નગરની આશ. ૬

એ રીતે રાજાને વનવાસ જતી વખત રંગ મ્હેલમાંથી રાણીયો અપાર રૂદન કરે છે ને દાસીયો તથા સરવે ચાકરો દરબારમાંથી રૂવે છે. અને બજારમાં વેપારીયો રડીને દુકાન બંધ કરી હડતાલ પાડી. તે જોઈ નગરવાસી સરવે શોકાતુર થયા. એવી રીતનો શોક પશુ પક્ષીઓના જાણ્યામાં આવ્યો એટલે તેઓ પોત પોતાનો ખોરાક ખાવો મુકી દઈને ઝુરવા લાગ્યા. તે જોઈ

કુમળાં ઝાડ તથા ફુલના ઝાડ કરમાવા લાગ્યાં અને મ્હોટાં ઝાડોનાં પાન ખરી પડયાં એવો બનાવ જોઈ રાજાએ વિચાર કર્યો કે મારી ઉપર સરવેનો પ્રેમ કેવો છે, તે પરીક્ષા કરવાનો ખરો આ સમય છે ને એવી રીતની પ્રીતી સહીત જવું તે સારૂ છે. એવો વીચાર કરી વળાવા આવેલા સરવે લોકોને કહે છે કે મારા વહાલાઓ તમારો સરવેનો અપાર પ્રેમ મારી ઉપર છે. પણ મહારે મ્હેણું ટાળવા ગયા વગર છુટકો નથી તેથી તમે સરવે પાછા વળો ને મને બહુ વિલંબ થાય છે. માટે આજ્ઞા આપો. એવાં રાજાના વચન સાંભળીને પ્રજાએ આજ્ઞા આપી કહ્યું કે ઇશ્વર આપનો સર્વ મનોરથ પુરણ કરો ને કુશળ કલ્યાણી પાછા પધારી આપનું રાજ્ય કરો. એ અમારો સરવેનો આશીરવાદ છે. રાજા કહે તથાસ્તુ એટલું કહીને પોતાનો ઘોડો જોરથી હાંકીને પંથે પડયો એટલે રઇયત સરવે પાછી વળી પોતાને ઘેર આવી. અને રાજા ઘણો દુર નીકળી ગયો એટલે એક મોટું બપૈયાવન આવ્યું. જેમ જેમ આગળ ચાલે છે તેમ તેમ નાના પ્રકારના ફળોના ઝાડ આવે છે તે મધ્યે સુવાસીક પુષ્પોનાં ઝાડ ઝુકી રહ્યાં છે, એવી સોભા જોઇ એક સુંદર વૃક્ષ નીચે આરામ લેવાને ઘોડા ઉપરથી હેઠળ ઉતર્યો ને એક સેતરંજી પાથરીને તે ઉપર સારી પેઠે આરામ લઇ ઉઠયા પછી આઘો પાછો ફરી જુવે છે તો એક સુંદર દેવાલય જોયું એટલે તેની પાસે ગયો ને જુવે છે તો દેવળમાં એક મહાદેવનું લીંગ હતું. તેના ગોખમાં પાર્વતી અને ગણપતીના દર્શન થયાં. તેથી રાજા બહુ પ્રસન્ન થયો અને પોતાના મનમાં નીશ્ચય કર્યો કે જેનું ધ્યાન ધરી તપ કરવાને ધાર્યું હતું તે આપોઆપ આ સ્થાનકે બીરાજે છે. વળી પુષ્પો બીલી વગેરે સર્વ છે ઘોડાને

ચરવાનું પણ પુષ્કળ ઘાસ પાણી છે. માટે આજ સ્થાનકે તપ કરવું એ બહુ ઉત્તમ છે એમ ધારી દેવળ પાસે એક સુંદર અને ગંભીર આંબાનું ઝાડ હતું તેની નીચે આસન કર્યું પછી તેજ દીવસે નાઇ ધોઇને, પુષ્પ બીલી લાવી મહાદેવજીની પુજા કરીને ફળ આહાર કરી એક ચીત્તે ધ્યાન ધરી બેઠો. તે દીવસે દીવસે મહાદેવ ઉપર એકાગ્ર ચીત રાખી ઉગ્ર તપ કરવા લાગ્યો. એમ કરતાં બાર વરસ પુરાં થવા આવ્યાં તો પણ મહાદેવજીએ કોઈ દીવસ કશી રીતનો પરચો દેખાડયો નહીં. ને દરશન પણ દીધાં નહીં તોપણ રાજા પોતાનું ધ્યાન ચુકતો નથી. એવામાં એક દીવસને સમયે બે શીકારીયો શીકાર કરવાને અરણ્યમાં નીકળી પડયા છે. તે શીકાર કરીને શીકારની ઝોળીઓ ખભે ભરાવી ચાલ્યા આવે છે. તેઓએ વેગળેથી ઝાડ તળે રાજાને અને ઘોડાને બેઉને દીઠા એટલે વીચાર કરે છે કે આપણે પેલાં ઝાડ તળે જઈ જે માણસ દેખાય છે તેને મારી નાંખીને પાસે ઘોડો છે તે લઇ જઇએ એમધારીને શિકારી રાજા તરફ ચાલ્યા આવે છે તેને રાજાએ દુરથી દીઠા એટલે પોતાના મનમાં વીચાર કરે છે કે પેલા બે જણા હથીયારબંધ આવે છે તે લુંટારા જેવા દેખાય છે. તેઓ આ લઇ જવાની લાલચે મને મારી નાખશે પરંતુ હું મરવાથી જરાએ બીહીતો નથી કેમકે હું પોતાનું રાજ સુખ છોડી આ વનમાં તપ કરવા આવ્યો છું તે બાર વરસ થયાં તોપણ શીવજી પ્રસન્ન થયા નહી માટે જો એ લુંટારા મને મારશે તો તેને હાથે મરણ પામીશ એટલે મારે માથે વાંઝીયામેણું છે. તે દુઃખનો અંત આવશે. કેમકે જો માણસ પોતાના હરેક દુઃખને લીધે, આપઘાત કરી જીવ કાહાડે તો તેનો ઇશ્વર પાસે ન્યાય થતી વખતે પોતાને જવાબદાર થઇ

ને તે પાપનું માઠું ફળ ભોગવવાને નરકે પડવું પડેછે ને એટલુંજ નહી પણ સાત અવતાર એવા આપઘાત કરવાના ભોગવવા પડે છે માટે દુખીયારા કોઇને પણ જે માણસ મારે છે તો ઇશ્વરને સૌ જવાબદાર તેને થવું પડે છે. માટે હાલમાં મારી તપશ્ચર્યા પુરી થઇ છે. ને મારૂ ચીત્ત શીવજીની ભક્તિમાં લીન થએલું છે તેથી મહાદેવજી મારી સદગતી કરશે. ને આ મોહરૂપી સંસારમાં-થી છુટીશ એવો નીશ્ચય કર્યો એટલામાં પેલા શીકારી ઉતાવળા-રાજાની પાસે આવી કરડી આંખ કરી ઉભા રહ્યા તેને જોઈ રાજા કહે છે, હે ભાઇઓ તમે એકદમ ઉતાવળથી ચડીને મારી ઉપર આવ્યા ને હવે તમે શા વીચારમાં પડયા જે થંભીને ઉભા રહ્યા. માટે તમોએ જે તમારા મનમાં મનોરથ ધારેલો હોય તે ઝટ પાર પાડો. એટલે આ દુઃખરૂપી દુનીયામાંથી છુટીશ ને વળી તમારો બહુ ઉપકાર માનીશ. માટે હે સાહસીક કામ કરનાર શીકારીઓ હવે તમે ઝટ કરો. એવાં રાજાનાં વચન સાંભળીને શીકારીઓ આશ્ચર્ય પામી પોતાના મનમાં વીચાર કરે છે કે, આ કોઇ મોટો પ્રતાપવંત ચતુર પુરૂષ છે. અથવા કોઈ દેવ છે. કે એક ગાઉ ઉપરથી જે મનમાં ધારણા કરી હતી તે એના જાણવામાં આવી. માટે એવા ગ્નાનીની ઉપર હાથ ઉચકવો તે ઠીક નહીં એમ વીચા-રીને તે બેઉ શીકારીયો રાજા સામા હાથ જોડીને કહે છે, કે હે મહારાજ આપ કોઇ મોટા દેવાંશી રાજા જેવા મહા તેજસ્વી દેખા-ઓછો પણ શા કારણ માટે આ જંગલમાં આસનવાળી બેઠા છો. તેનું ખરૂં કારણ હોય તે અમોને કહો. કેમકે અમોએ આપની ઉ-પર ઘાતકી બુદ્ધી કરી હતી તેની ક્ષમા માગીએ એવું શીકારીયોનું બોલવું સાંભળીને રાજા કહે છે કે હે ભાઇયો હું માંડવગઢનો રાજા

સરવે વાતે સુખી હતો. પણ મારે કાંઈ સંતાન નથી તેથી માથે વાંઝીઆમેણું છે. તે ટાળવાને આ વનમાં આવીને બાર વરસથી શીવજીનું ધ્યાન ધરી તપ કરૂં છું એવાં વચન રાજાનાં સાંભળીને બેઉ શીકારીયો માંહો માંહે કેહે છે કે આપણે બેઉ જન આ રાજાના જેવાજ વાંઝીયા છીયે માટે આપણે પણ એની જોડે બેશીને મહાદેવની પુજા કરી તપ કરીશું તેથી પ્રસન્ન થઇ આપણને પણ પુત્ર ફલ આપશે. એમ નીશ્ચય કરી પોતાની ઝોળીઓ ઝાડની ડાળીયે ભરાવીને રાજાની પાસે આસનવાળી બેઉ જણ બેઠા ને શીવનુ ધ્યાન ધરવા લાગ્યા. એમ કરતાં બે ત્રણ દીવસ થયા એટલે સીકારીયોને બહુ ભુખ લાગી તેથી તેઓ આકુળ વ્યાકુલ થવા લાગ્યા અને પોતાના મન સાથે વીચાર કરી એક બીજાને કહેવા લાગ્યા કે આપણે ક્ષુધાએ કરી બહુ પીડા પામીએ છીએ ને આ વનમાં તો કાંઈ ખાવાનું મળનાર નથી, માટે આપણી ઝોલીમાં જે શીકાર લાવ્યા છીએ તેને સમારી શીજવીને ખાઇએ એટલે આપણી ક્ષુધા શાંત થશે. એમ કહી તેઓએ ઝોળીમાંથી શીકાર કહાડયો અને મહાદેવની જળાધારી ઉપર મુકી છરીએ કરી કાપવા માંડયો એટલે તેમાંથી રૂધીર નીકળી શીવજીની જરાધારીની માંહે પડવા લાગ્યું ને છાંટાઓ ઉડયા તેથી શીવલીંગને પણ રૂધીર લાગ્યું આવી રીતે શીકારીઓને ઘોર કર્મ કરતા જોઇને મહાદેવ અતીશય આકુળ વ્યાકુળ થયા એટલે વીચાર્યું કે આ દુષ્ટ મહા પાપીઓ અનીચારી છે તેને સમજાવી ઝટ વીદાય કરૂં તો ઠીક, નીકર એ મુર્ખાઓ અહીંથી જશે નહી ને મને ભ્રષ્ટ કરી મુકશે એમ ધારી તરત જોગીનું રૂપ લઇને શીકારીયોની સામા આવી ઉભા રહીને કહ્યું કે અરે મુર્ખા તમે આ મહાદેવને કેમ ભ્રષ્ટ કરો છો. ને તમે શાં કારણ

માટે અહીં આવ્યા છો, તે કોહો ત્યારે શીકારીયો કહે છે કે અ-
મારે બે જણને કાંઇ સતાન નથી. તેથી વાંઝીયામેણું છે. માટે
આ મહાદેવ પાસે પુત્ર લેવા આવ્યા છીએ તે પ્રસન્ન થઇ પુત્ર
આપશે એટલે તરત અમારે રસ્તે પડીશું. ત્યાં સુધી જનાર નથી
એવું સાંભળીને જોગી ( શીવજી ) કહે છે. અરે અવીચારી દુષ્ટો,
તમે પાપી છો માટે તમોને પુત્ર મળનાર નથી. એવું સાંભળીને
શીકારીઓ કહે છે ગમે તેમ થાઓ પણ અમે પુત્ર લીધા વગર
અત્રેથી ખસનાર નથી. એવી રીતે સાંભળી જોગીએ વિચાર કર્યો,
કે આ પાપીયોને ગમે તેમ સમજાવી અહીંથી કાઢવા જોઇએ. પ-
છી જોગીએ પોતાની માયાએ કરી દેવળ સામેનાં આંબા ઉપર
પાકી કેરીઓ બનાવી પેલા શીકારીઓને કહ્યું કે સામો આંબો દે-
ખાય છે તે ઉપરથી બે કેરીઓ લાવો તે કહેતાં તરત લાવ્યા એટ-
લે જોગીએ કહ્યું કે એ ફળ લઇને તમે બેઉ તમારી સ્ત્રીઓને ખ-
વરાવજો એવું સાંભળી પંથે પડયા. એટલે જોગી ( શીવજી ) અં-
તરધ્યાન થઈ ગયા. તે ચમત્કાર જોઈ રાજા પોતાના મનને કહે
છે. કે હું બાર વરસથી એક ચીત્તે આ શીવજીનું ધ્યાન ધરી તપ
કરૂં છું તે મને તો કોઇ દીવસ સ્વપ્ને પણ દર્શન દીધાં નહી,
ને આ દુષ્ટ પાપીઓએ મહાદેવને હેરાન કરી ભ્રષ્ટ કર્યા તેને ત્રણ
દીવસમાં ફળ આપી વિદાય કર્યા માટે હવે કયારે શીવજી પ્રસન્ન
થઇ મને પુત્ર ફળ આપશે. તે કાંઇ સમજી શકાતું નથી તેમ મા-
રાથી બીજો કશો અવીચાર થાય નહીં. શીકારીઓ તો મુર્ખ હતા
માટે અયોગ્ય રીતીયે શીવજીને કંટાળો આપી વર લઈ ગયા પણ
હું જો કશી રીતે અયોગ્ય રીતે ચાલું તો બાર વરસનું મારૂં તપ
ક્ષણમાં ભંગ થાય, તેમ ન કરતાં હવે તો શિવજીની મહાપુજા

કરી ધુપદીપ ઇત્યાદી કરીને હરહર મહાદેવ કહી મારા મસ્તકની કમળપુજા કરૂં તેથી મહાદેવને ગમશે તો પુત્ર ફળ આપશે નહી તો કૈલાસમાં વાસ આપશે. તે બેઉ ફળ લાભકારક છે. એમ ધારીને અરણ્યમાંથી નાના પ્રકારનાં સુવાસીક પુષ્પો તથા બીલી પુષ્કળ લાવીને શીવજીની જળાધારી તથા શીવલીંગ જે શીકારીયોયે રૂધીરથી ખરડેલું હતું તેને ખુબ પાણી લાવીને સ્વચ્છ કરી ધોઇ નાંખીને વીધીપુર્વક શીવની પુજા કરી બીલી ચડાવી ધુપદીપ આરતી કરી છેલ્લે પુષ્પાંજલી અર્પણ કરીને પછી પોતાની તરવાર જમણા હાથમાં લઇ શીવજીની પ્રાર્થના કરી કહે છે. હે શંભો મેં આપની પાસે આવી બાર વરસ પુજા કરીને તપ કર્યું તો પણ મને આપના દર્શન થયાં નહી માટે છેલ્લી વારની આ મારા મસ્તકની કમળપુજા ઉદાર મનથી અરપણ કરૂં છું. તે અંગીકાર કરી આપને ગમે તે ફળ આપજો. એમ કહી ઝટ ગળા ઉપર તરવારનો ઝટકો મારવા જાય છે. તેવા સાક્ષાત શીવજી અદભૂત જોગીનું સ્વરૂપ ધરીને રાજાનો હાથ ઝાલ્યો. ને કહ્યું કે હે રાજા તારી સેવા ભક્તિ જોઇ હું ઘણોજ પ્રસન્ન થયો છું એવું સાંભળીને રાજાએ જોયું તો સાક્ષાત શીવનાં દરશન થયાં. એટલે દંડવત પ્રણામ કરીને કહે છે કે ભોળાનાથ આ મને આશ્ચર્ય લાગે છે કે દુષ્ટ શિકારીયોને તમે ત્રણ દીવસમાં પ્રસન્ન થઇ વર આપ્યો ને મેં બાર વરસ તપ કર્યું. ત્યારે અંતે કમળપુજા અરપણ કરવા માંડી ત્યારે પ્રસન્ન થયા તેનું કારણ શું? તે કહો, ત્યારે શીવજી કહે છે. કે એ દુષ્ટ શીકારીયોએ મને સંતાપી ફળ લઇ ગયા છે. તેથી તેમને પુત્ર તો થશે. પણ તે થઇને વેહેલા નાશ પામશે જેમ છાણમાં અનેક કીડાઓ ઉત્પન્ન થાય છે, પણ તેનો

વહેલો નાશ થાય છે માટે હે તપસ્વી રાજા, તને તારા તપ પ્રમાણે ફળ આપવું જોઇએ. એમ કહીને રાજાને કહે છે, કે તારે કેટલી રાણીયો છે? રાજા કહે છે સાત રાણીયો છે. ત્યારે મહાદેવે કહ્યું કે આ દેવળની સામો જે આંબો છે. તેની ઉપરથી સાત કેરીયો તોડી લાવ. એવું કહેતાં રાજા ઉપર ચડયો ને સાત કેરીયો તોડીને હેઠો ઉતરી શીવજી પાસે આવીને કહે છે કે મહારાજ! આ ફળને શું કરૂં. શીવ કહે છે કે, એ લઇને તું તારે ઘેર જા ને સાતે રાણીયોને વહેંચી આપજે ને તેઓને કહેજે કે નાઈ ધોઇ પવીત્રપણે ને પવીત્ર મને ફળ ખાજો, તેથી ગર્ભ રહીને પુત્ર થશે. એ રીતનાં મહાદેવનાં વચન સાંભળીને રાજા બહુ પ્રસન્ન થયો ને તે બે હાથ જોડીને સ્તુતી કરે છે.

દુહા—જગેશ્વર મહાદેવ તમને વીનવુંરે, હું તો લળીલળી લાગુ પાયરે; હુંતો૦ વાંઝીયમેણુંરે મારૂં ભાગીયુંરે, મારી સદાય કરજો સહાયરે; મારી સદાય કરજો સહાય. ૧૦ વીધવા નગરી સધવા થઇરે, મારા ભાગ્ય તણો નહીં પારરે, કાંઇ૦ મેહેર કરી મહાદેવજી, મુને આપ્યો નવો અવતારરે; મુને આપ્યો નવો અવતાર. ૧૧

હે જગેશ્વર મહારાજ તમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને કહું છું કે મેં સાચા ભાવથી જેવી તમારી ભક્તી કરી તેવા તમે મને પ્રસન્ન થઇને મારૂં વાંઝીયામેણું ભાગ્યું. તેથી મારા નગરના લોકો જે મારા વીરોગથી વિધવાપણું ભોગવતા હતા તે હવે મને જોઇ સધવાપણું પામ્યા. કેમકે જ્યારે હું નગર છોડી વનવાસ નીકળ્યો ત્યારે નગરના લોકો બહુ દીલગીર થઇને મારી આશા છોડી હતી કે રાજા હવેથી આપણને ક્યાંથી મળશે પણ હે

ભોલાશંભો હે વરદાયકદેવ તમે બહુજ ઉદાર છો કેમકે જે જે મનુષ્ય અને દેવ તપ કરે છે તે સર્વને તમેજ વરદાન આપી સંતુષ્ટ કરો છો તેમ મારી ઉપર બહુજ કૃપા કરી માટે વારંવાર તમને નમસ્કાર કરૂં છું હે દયાનીધી હવે મને આજ્ઞા આપો પ્રણામ કરૂં. શીવજી કહે સુખેથી જા અને રાજસુખ ભોગવ. એમ કહી મહાદેવ અંતરધ્યાન થયા. એટલે રાજા પોતાનો ઘોડો તૈયાર કરીને તે ઉપર અસ્વારી કરી લાંબી મજલે કરીને વેહેલા નગર સમીપ આવ્યા એટલે લોકો ચેત મને જોઇ મનમાં બહુ હરખ પામીને દોડતા આવી દરબારમાં ફુલસંગ વજીરને અને રાણીઓ દાસીઓ વગેરે સરવેને ખબર કહી. તે સાંભળી સરવેના મનમાં બહુજ આનંદ થયો અને વજીરે સરવે સેનાને નવા પોશાક પેહેરાવી હાથી, ઘોડા, રથ, પાલખી નગારાં નીશાન વગેરે તૈયાર કરીને વાજતે ગાજતે સામૈયું લઇ રાજાને તેડવા ગયા ત્યાં જઇ રાજાને મરજરીનાં વસ્ત્રો તથા હીરા જડીત્ર અલંકાર પહેરાવીને સંગારેલા ઘોડા ઉપર અસ્વાર થઇ ગામના વેપારીઓ સહીત આજન ભાજન સાથે ગાજતે વાજતે પુરમાં પધારયા. તે સમયે નગરના લોકોએ સોના રૂપાના ફુલથી વધાવ્યા, અને ઓયોયે મેડી ઉપર પુષ્પવૃષ્ટી કરીને દરબારમાં પધારયા, તે સમયે પ્રધાને પુછ્યું કે જોશી મહારાજ આજનો દીવસ કેવો ચોખો છે તે ટીપણામાં જોઇને કહો ત્યારે જોશી પાઘડીમાંથી ટીપણું કહાડીને કહે છે કે, મકર, કુંભ, મીન, મેષ, વરખ, મીથુન, ને કરક એટલે આજે કરકનો ચંદ્રમા છે ને રાજાને સાતમો ત્રાંબાને પાયે ઘણો લાભકારક છે, વળી અમરત સીદ્ધયોગ છે તે અતી ઉત્તમ છે માટે જે શુભ કામ કરવું હોય તે સુખે કરો, એવાં જોશીનાં વચન સાંભળી પ્રધાને

રાજગોરને બોલાવી શાસ્ત્ર વીધી પ્રમાણે રાજ્યાભીષેક કરી ફરીને ગાદી ઉપર બેસાડયો તે દીવસે સરવેને પાનની બીડી ગુલાબના પુષ્પના તોરા અને ગુલાબનુ અતર વગેરેથી માન આપી સહુને સાકરથી ગળ્યાં મોહો કરાવ્યાં, જાચકોને દાન આપી પ્રસન્ન કર્યા એ રીતે ધામધુમ કર્યા પછી સરવે સભાસદોને ઘેર જવાની આગ્ના આપી ને રાજા કચેરી બરખાસ કરી પોતાના ખાનગી ઓરડામાં ગયા એટલે એક દાસી સંદેશો લઇને આવી અને રાજાને કહે છે કે મહારાજ આપની માનીતી રાણીયો આપણને મળવાને ઘણી આતુર થઈ રાહ જોઈ રહ્યાં છે. તેમને કૃપા કરી દરસન આપવા વેહેલા પધારો, એવું સાંભળી રાજા તે દાસીની સાથે રાણીઓ પાસે પધારયા. એટલે સરવે ઉભી થઈ તેમને નમન કરયું અને મખમલની ગાદીપર બેસારી ઘણા દહાડાનું વ્રતાંત પુછવા લાગીયો. તે સાંભળી રાજાએ પોતાની વીતક વાત કરીને મહાદેવના આપેલાં સાત ફળ રાણીયોને આપ્યાં ને કહ્યું કે સાતે રાણીઓ વેંચી લ્યો ને નાઈ ધોઈ પવીત્રપણે ખાજો તેથી તમને પુત્ર થશે. એ પ્રમાણે કહી રાજા પોતાના ઓરડામાં પધાર્યા. એટલે છએ રાણીએ એક વીચાર કરી ઠરાવ કરયો કે આ સાત ઉત્તમ કેરીયો છે તે દરેકને ભાગ એક એક આવશે, ને સાતમી જે અણમાનીતીના નામની છે તેને આપીશું તો એને પણ પુત્ર થાય તો પછી આપણું માન ઓછું થાય માટે એના છ કકડા બરાબર કરીને આપણેજ વહેંચી ખાઇએ પછી આપણને કોણ પુછનાર છે એમ કહી તેજ વખતે નાહ્યા ધોયા વગર સાતે ફળ છ જણીયો ખાઈ ગઈ અને તેના છોતરાં ગોટલા બારીએથી રસ્તામા ફેંકી દીધાં ને તે પછી ભોજન તૈયાર થયું એટલે ભાતભાતની રસોઇની સામગ્રી

એક રૂપાના થાળમાં પીરશી રાજાને બોલાવી પ્રેમ સહીત જમાડીને હાથ ધોયા પછી પાનનાં બીડાં આપ્યાં તે ખાઈ રાજાપોતાના પલં-ગપર આરામ લેવા પધાર્યા તે પછી માનીતીયો જમી. એ રીતે તેઓ સુખમાં લીન થયાં છે. પણ અણમાનીતી દામાવંતીની કોઈએ ખબર લીધી નહીં ત્યારે કહેવત છે કે જેને બીજો કોઇ બેલી નહી તેનો પરમ દયાળુ ઇશ્વર બેલી છે. તે પોતે બાંનાની પત રાખે છે. માટે દામાવંતીની ઉપર પોતાના પતીનો પ્રેમ નહોતો પણ તેને ઇશ્વર-રૂપ ગણતી ને જે દીવસથી રાજા વનવા સગયા તે દીવસથી દામા-વંતી પોતાના મેહેલમાં રહી શીવજીની ભક્તી કરી પોતાના પતીનું કલ્યાણ માગતી હતી. ને નીશદીન ક તી કે હે ભોળાનાથ તમો પ્રસન્ન થઇ મારા સ્વામીને વર આ. તા તો મને પણ તમારા પ્રતાપથી સુખ મળશે. એવો મારો દ્રઢ નીશ્ચય છે. એવી પરમ પવીત્ર દામાવંતી ઘણીવારથી પતીની તરફથી કાંઇ ફળ મળશે એવી આશા રાખી રાહ જોયા કરતી હતી. તેને કાંઇ ન મળતાં પોતાની દાસીને બોલાવીને કહે છે કે હે દાસી રાજાજી વનમાં જઇ બાર વરસ તપ કરીને શીવ પાસેથી પુત્ર થવા માટે કાંઇ ફળ લાવ્યા હશે તે પોતાની માનીતી રાણીયોને આપ્યાં હશે મારે સારૂ કાંઇ મોકલ્યું નથી તો તેમની મરજી પણ તું માનીતીયોની બારી નીચે જઇને જો કે ત્યાં કાંઇ ફળ ખાઇ છોતરાં ગોટલા જે કાંઇ નાંખી દીધું હોય તે તરત લઇ આવ. એ રીતે રાણીનાં વચન સાંભળીને દાસી તરત જઇને માનીતીની બારી નીચે જઇ જોયું તો પાકી કેરીના સાત ગોટલાં અને છોતરાં પડેલાં જોઇને વિચાર કર્યો કે આ રૂતુ કાંઈ કેરીની નથી કેમકે આંબનાં પાંદડાં સુદ્ધાં સુકાઇ ગયાં છે, તો નિશ્ચય રાજાજી આજ નવાઇના ફળ

લાવ્યાં હશે તે માનીતીયોએ ખાઇને છોતરાં ગોટલા નાખી દીધાં હશે એમ વીચારી તરત તે બધાંય વીણી લઇને પોતાની બાઈ દામાવંતી પાસે લાવીને કહ્યું કે બાઇ સાહેબ મેહેલ નીચે તો ફક્ત આ છોતરાંને ગોટલા પડેલા હતા ને તે તાજાજ છે માટે એજ નવાઇની ચીજની નીશાની છે. તે લ્યો. એમ કહી રાણીના મોહો આગળ ઢગલી કરી. તે જોઇ દામાવંતી કહે છે કે, હે દાસી બાર વરશે સ્વામીજી ફળ લઇ આવ્યા તેમાંથી એક કટકો પણ મને આપ્યો હોત તો હું બહુ પ્રસન્ન થાત, પણ હું એમની રાણી કેહેવાઈ તે મીથ્યા નથી થવાની માટે મારે મન તો છોતરાંને ગોટલા છે તે પણ ભાવથી માની લઉં છું. માટે તું એની ઉપરનો કચરો લુગડેથી લુશી નાંખ્ય ને પછી તેને કચરીને ભુકો કરી મને આપ કે હું તેની રાબ રાંધીને પીઉં. એવું કેહેતાં દાસીએ તરત તઈયાર કરી આપ્યું તે લઇને રાણીએ તેની રાબ રાંધી તૈયાર કરીને પીવાતે વાટકામાં કાહાડી એટલામાં પોતાના મનમાં એક બીજો વીચાર સુજ્યો તેથી વળી દાસીએ કહ્યું કે હે દાસી તું ફુલસંગ વજીરને હમણાં ઝટ તેડી લાવ્ય એવું કહેતાં દાસી વજીરને તેડી લાવી તેને માન આપી ગાદી નાંખીને બેસાર્યો. અને રાણી કહે છે હે બુદ્ધિમાન પ્રધાન તમે સર્વ સદગુણના ભરેલા છો તેથી તમને એક વીચાર પુછવો છે. તે એકે રાજાજી બારે વરસે તપ કરી વર પામી ફળ લઈ આવ્યા હશે તે તો બધાં માનીતીને આપ્યાં કેમકે મારા સુદાં સાત રાણીયો છે ને ફળના ગોટલા છોતરાં પણ સાત સાત છે. તે સરવે ખાઇ બારી નીચે ફેંકી દીધેલા ગોટલા મેં દાસી પાસે મંગાવીને તે શીવની પ્રસાદી જાણી મેં તેને વાટીને રાબ કરી પીવાનો વિચાર કર્યો પણ એક અંદેશો આવ્યો કે રાજાજી

તો મારે મોહોલે કોઇ દિવસ આવતા નથી ને આ રાબ પીવાથી મને ગર્ભ રહે તો રાજા મારી ઉપર બહુ કોપાયમાન થઇ કલંક મુકે તે સારૂ તમો ઠરેલા વિચારના પ્રધાન છો તેથી જેમ કહો તેમ કરૂ પણ જે દહાડે કામ પડેતે દહાડે પરમેશ્વર પ્રીત્યર્થ ખરી સાક્ષી પુરવી પડશે. એવું સાંભળીને પ્રધાન કહે છે કે તમારી ઇચ્છા છે તો સુખેથી રાબ પીઓ કામ પડેથી વીગત સહીત આપીશ. એટલે દામાવંતી સુર્ય ચંદ્રની સ્તુતી કરી કહે છે.

દુહા—ચંદ્ર સુરજ તમને વિનવુંરે, મારી સાચેરી પુરજો સાખરે; મારી૦ અણુરે માનીતી જોને હું ઠરી, મારી લજ્યા ભલેરી :રાખ્યરે, મારી લજ્યા ભલેરી રાખ્ય. ૧૨ રાજા મહેલે નથી આવતારે મને કુડી ચડાવે આળરે; મને૦ પીતા વીના જોને પુત્ર થયો, એવી આવશે મુજપર આળરે, એવી આવશે મુજપર આળ૦ ૧૩ જગદેશ્વર મહાદેવ તમને વીનવુંરે, મારી ભલેરી રાખજો લાજરે, મારી પુત્ર પ્રસાદીનો આપશો તો મારા સર્વે સરસે કાજરે. મારા૦ ૧૪ ફુલસંગ વજીર તમને વીનવુંરે, મારી સાચેરી પુરજો સાખરે; મારી૦ અણુરે મા નીતી હું ઠરીરે, મારી લજ્યા ભલેરી રાખ્યરે; મારી૦ ૧૫ રાજા મેહેલેરે નથી આવતારે, મુને કુડી ચડાવશે આળરે, પીતા વીના શીપેર પુત્ર થયો, એવી આપશે મુજને ગાળરે. એવી૦ ૧૬

હે જગતમાં પ્રકાશ આપનાર ચંદ્ર અને સુર્યદેવ તમને બે હાથ જોડીને નમસ્કાર કરી વિનંતિ કરૂં છું કે તમારી સાક્ષીયે હું રાબ પીઉ છું તેથી કામ પડે ત્યારે માથેથી કલંક ઉતરે એવી સાચી સાખ પુરજો એવી પ્રાર્થના કરીને ફુલસંગ વજીરને કહે છે કે ઈશ્વર ઇચ્છાથી મને પુત્ર થાય તો તેને લાયક બેસવા ઘોડો જોઈએ. માટે આ

રાબમાંથી થોડીક મારી ઘોડીને સારૂ રાખીને તમારા દેખતાં હું પીઉ અને પછી ઘોડીને પાઉં, એમ કહી પ્રધાનના દેખતાં પોતે પીધી ઘોડીને પણ પાઇ પછા પ્રધાનને કહ્યું કે તમને શ્રમ આપ્યો તેની ક્ષમા કરવી ને હવે આપને જવાની આગ્યા આપું છું એમ કહી પ્રધાનને વિદાય કર્યો. હવે ઇશ્વરની ગતી તો ન્યારીજ છે, તેથી તેની માયામાં બ્રહ્માદિક સરખા ભુલા પડયા તો આપણે કીંકર કોણ ગણતીમાં માટે દેહ ધરી મનુષ સારૂ અથવા માઠું જે ફળ કરે છે તેવું જ પામે છે. હવે છ માનીતીએ તાજી કેરીઓ ખાધી ને દામાવંતીના ભાગની પણ ખાઇ ગઇ અને દામાવંતીએ તો છોતરાં ગોટલાની રાબ પીધી તથા ઘોડીને પાઇ તેથી બધાને સાથે ગરભ રહ્યો જ્યાં નવ માસ પુરા થયા એટલે સાતે રાણીને સાત પુત્ર જનમ્યા અને ઘોડીને સાડાબાર મહીને એક ઘણો સુંદર ને બળવાન વછેરો જનમ્યો પણ રાજાની પાસે વધામણી તો છ માનીતી રાણીયોનીજ પોંહોચી એટલે રાજા બહુ પ્રસન્ન થયા વધામણી લાવનાર દાસીને તથા સરવે યાચકોને અને સેવકોને જેને જેવું ઘટે તેવું ઇનામ આપી બધાઓને સાકર આપી આનંદ પામ્યા પણ માનીતી સરવે મળી ઇશ્વરથી ચોરી રાખી તેથી તે બહુ કોપાયમાન થયા તેણે કરીને છ રાણીના પુત્ર ઘણા કદરૂપા અને ખોડ ભરેલા અવતર્યા. ને અણમાનીતીનો તો ખરો ભરોસો ઇશ્વિર ઉપર હતો તેથી તેને દેવંસી અને મહા રૂપવાન કુંવર જનમ્યો પણ તે વાતની રાજાને મુદ્દલ ખબર નથી. હવે દામાવંતાએ પોતાની દાસીને કહ્યું કે તું આપણા જોશીને તેડી લાવ્ય એટલે કુંવરના જનમાક્ષર કરાવીયે એવું કહેતાં દાસી તુરત જોશીને તેડી લાવવા તૈયાર થઈ. એટલે રાણી કહે છે દાસી સાંભળ.

દુહો—દાસીરે મારી તુંતો ઝટપટ તૈયાર થાયરે; તુંતો૦ જનમોત્રી કરાવી પુછીયેરે, તુંતો જોશીને તેડવા જાયરે; તુંતો૦ ૧૭

હે દાસી તું ઝટપટ તયાર થઇને જોશીને બોલાવી લાવ્ય કે આપણાં કુંવરની જનમોત્રી કરાવીયે ને નામ રાશી પુછીયે, એવું સાંભળી દાસી ઉઠી જોશીને ઘેર જઇ કહે છે.

દોહરો—કુળના જોશી તમને વીનવુંરે, હુંતો નમી નમી કરૂં જ વારરે; હુંતો૦ મારી બાઇએ મુને મોકલીરે, તમે ઉઠી ચાલો આવારરે; તમે ૧૮

હે કુળના જોશી મહારાજ મારી બાઇ તમને બોલાવે છે માટે વેહેલા ચાલો. તે સાંભળતાં જોશી ટીપણું તથા બીજું જોઇતું પુસ્તક લઇ દાસીની સાથે તરત દામાવંતીને મેહેલે પધાર્યા એટલે બાજઠ ૨ બેસારીને પુછે છે.

દુહો—કુળના જોશીરે તમને વિનવુંરે, હું તો તમથી નાનેરી લાગુ બેનરે; હુંતો૦ જનમોત્રી કરજો જોઇને, કુંવર જનમ્યોછે માઝમ રેનરે; કુંવર૦ ૧૯ કીયા નક્ષત્રમાં કુંવર આવીયોરે, તમે પાકેરૂં કરજો કામરે; તમે ધરણી ધરજોરે તેના તેજથીરે, એવું ધરાવો કુંવરનું નામરે; એવું ૨૦

હે જોશી મહારાજ તમે જીવ રાખીને પુસ્તકમાં જુવો કે આજ રાત્રીએ કુંવરનો જનમ થયો છે. તે સમયે રાત્રીના અગીઆર કલાક બરોબર થએલા હતા. માટે તે સમયે કીયું. નક્ષત્ર હતું ને તે નક્ષત્ર ઉપરથી કઇ રાશી આવે છે. તથા રાશી ઉપરથી શું નામ પાડવું વળી એના ગ્રહ કેવા છે, ને એ કેવો પરાક્રમી થશે. એ વગેરે જનમપત્રીકા જે જે જોવાનું હોય તે તમારા ટીપણામાં અને પુસ્તકમાં જોઇને મને કહો. એવી રીતે રાણીનાં વચન સાંભળી જોશીએ પાટલા ઉપર ગુ-

લાલ નાંખી તીથી વાર નક્ષત્ર ઘડી પળ લખી તે ઉપરથી ગણીત કરી જન્મપત્રીકા તૈયાર કરીને રાણીને કહે છે કે રાણીજી સાંભળો.

**દુહા**—શુભ નક્ષત્રમાં કુંવર જનમીયોરે, એતો રાખે પીતા કેરા ઠામરે; એતો૦ ધરણી ધરૂજે એના તેજથીરે, એનુ મતીયોમારૂ પાડો નામરે; એનુ મતીયોમારૂ પાડો નામ. ૨૧ આપમતે સઉને જીતશેરે, એતો ભરશે મોટી મોટી હામરે; એતો૦ જગેશ્વર મહાદેવ એની સહાયમાંરે, એનું ગજરોમારૂ પાડો નામરે. ૨૨

હે રાણીજી તમારો કુંવર શુભ નક્ષત્રમાં જનમ્યો છે ને એના ગ્રહ એવા બળવાન છે કે એ દીર્ઘ આયુસ્યદાયક મહા તેજસ્વી કાંતિમાં પુરણ પરાક્રમી અને અત્યંત દયાળુ તથા ઘણોજ બળવાન થશે, પણ તે પોતાનીજ મતિ પ્રમાણે ચાલશે પિતાના કરતાં ઘણો આબરૂદાર નામ કહાડી એવો હિમ્મતવાન થશે કે તે ગમે તેવું ભારે કામ કરવામાં બાથ ભીડાવશે. વળી પોતાની રઈયત તથા બીજા સર્વે લોક પણ એના ગુણ ઉપર મોહિત થઇ બહુ જન પ્રીતિ રાખશે. એ બધુએ ખરૂં પણ બાર વરસની ઉમર થશે એટલે એના પીતાના વચનથી એને વનવાસ જવું પડશે. તે વન જઇ પાછો કુશળ કલ્યાણથી ઘેર આવશે. તે પછી પોતાના બાપની ગાદીએ બેસી રાજસુખ ભોગવશે ને તે જગેશ્વર મહાદેવનો આપેલો છે. માટે તે અહોનિશ તમારા કુંવરની રક્ષા કરશે અને એના જન્મના નક્ષત્ર ઉપરથી તો એવું નામ ગજરોમારૂ આવે છે. માટે એજ નામ અતી ઉત્તમ છે. તેજ રાખજો અને ઉપર મેં મતિયોમારૂ નામ કહ્યું તેતો એ ઉપરથી કે એ પોતાની મતિ પ્રમાણે યોગ્ય રીતીયે ચાલશે માટે તે ઉપનામ સમજવું. ખરૂં નામ તો ગજરામારૂ છે. માટે તેજ પા૦

હજો. એ પ્રમાણે તમારા કુંવરના જન્માક્ષરનું વૃત્તાંત છે. તે બધું તમને કહ્યું તે સાંભળી દામાવતી પોતાની દાસીને બોલાવીને કહે છે.

દુહો—ઝટપટ ઉઠો મારી દાસીયોરે તમે પેરો દક્ષણી ચીરરે; તમે૦ થાળ ભરી સગ મોતીયેરે; તમે વધાવો જોશી વીરરે૦ તમે૦ ૨૩

રાણીના વચન સાંભળીને દાસીઓએ જોશીને મોતીએ વધાવ્યા તે પછી બીજો હુકમ કર્યો કે હે દાસી જોશી મહારાજને એક થાળ ભરીને મોતી તથા શાલ પાઘડી વગેરે સર્વાંગનો તથા એક પોશાક હજાર સોના મોહોર વગેરે આપી રાજી કરીને વીદાય કર એવો દામાવતીનો હુકમ સાંભળી દાસીએ કહ્યા પ્રમાણે જોશીને રાજી કર્યા એટલે આશીર્વાદ દઈ જોશી ખુબ ખુશી થઇ નવા વસ્ત્ર પહેરી રસ્તે જતા હતા તેમને જોઇ ગામના લોકો પુછે છે કે જોશી મહારાજ. આ નવો પોશાક કોણે પહેરાવ્યો ? ત્યારે ઉત્તર આપ્યો કે અણુમાણીતી રાણી દામાવતીને પુત્ર જનમ્યો. તેના જન્માક્ષર કર્યા તેમાં મળ્યો તે સાંભળતા લોકોમાં બધે ખબર ફેલાઇ એટલે ઘણા યાચકો દાન લેવા ગયા, તેમને યોગ્યતા પ્રમાણે દાન આપી પ્રસન્ન કર્યા એ પ્રમાણે બીના બની. પણ તે વાતની રાજાને તો કાંઇ ખબર નથી. પણ ઇશ્વરની અકળગતી છે. માટે કુંવર દીવસે ન વધે તેવો રાત્રીયે વધે, એમ કરતાં પાંચ વરસનો થયો એટલે એક પંડીતને બોલાવી પોતાના મ્હેલમાં વીદ્યાભ્યાસ કરવા માંડયો. તે બે વરસમાં સર્વ વીદ્યા તથા રાજનીતી શીખી હુશીઆર થયો. ને શરીરની કાંતી પણ દેવરૂપ સરખી થઈ એટલે ગુરૂને બધો પોશાક તથા બે હજાર સોના

મોહોર આપી રાજી કર્યા તે પછી એક દીવસે એવો યોગ્ય બન્યો રાજા જસોજામ પોતે કચેરી ભરી ખુશીમાં બેઠા હતા. એટલે ફુલસંગ પ્રધાનને કહેવા લાગ્યો કે હે પ્રધાન આજે મારા મનમાં એવો ઉમંગ આવ્યો છે કે મારી છ માનીતી રાણીના કુંવર મેં બરાબર નીરખ્યા નથી- માટે તમે પોતે રાણીયો પાસે જઇને કહો કે કુંવરને ઘણા ભારે વસ્ત્રાલંકાર પહેરાવી તૈયાર કરીને મારી સાથે રાજ્યસભામાં મોકલો એવી રીતનો રાજાએ હુકમ કર્યો એટલે ફુ-લસંગ પ્રધાન તરત રાણીયો પાસે આવ્યા. અને રાજાનો હુકમ કહી સંભળાવ્યો. એટલે રાણીયો પોતાના મનમાં બહુ પસ્તાવા લાગી, કે સરવ કુંવર કદરૂપા છે તે જોઇ રાજાને બહુ ખેદ પામી કોપાય-માન થશે. પણ શું કરે તે હુકમ માન્યા વગર છુટકો નહી માટે રૂડાં વસ્ત્રાલંકાર પહેરાવ્યાં તો ખરા, પણ મનુષ્યમાં ઇશ્વરની કુદરતી જેવું રૂપ મુક્યું હોય તે પ્રમાણે શરીરની શોભા દેખાય છે, હવે છએ પુત્રોને તૈયાર કરી ફુલસંગ પ્રધાન લઇ રાજસભામાં આવ્યો. ને રાજાને સલામ કરી કહ્યું કે મહારાજ, આપના કુંવરને બેસવાસારૂ ગાદી તૈયાર કરેલી હતી તેની ઉપર હારબંધ બેસારયા એટલે રાજા પ્રધાન, ને આખી સભાના લોક નીરખીને મનમાં બહુજ ખેદ પામ્યા, અને સભાના લોકો માંહોમાંહી વાત કરવા લાગ્યા કે અરે ભાઇઓ આશો ગજબ; રાજકુંવર બધાય પશુ કરતા વધારે કદરૂપા છે એમ ગરબડાટ સાંભળી રાજાએ જોયું તો એકનું નાક સીધું તો બીજાનો કાન બુચો ત્રીજાનું મ્હોં વાંકું તો ચોથાની આંખો માંજરી, પાંચમો પગે લુલો, છઠ્ઠાની જીભ તોતળી અને આંખે બાંજરો. બોલે એટલે જીભે તતતતત એ પ્રમાણે સર્વને છેક કદરૂપા જોઇ રાજા દીગમુઢ સરખો બની ગયો. તે જોઇ રાજા ફુલસંગ પધાન પો-

તાના મનમાં સર્વ સમજી ગયો. ને વીચારવા લાગ્યો. જે આ સમયે અણુમાનીતી રાણી દામાવંતીનો કુંવર ગજરામારૂ જો આ સભામાં બીરાજેલો હોય તેના જેવું તેજ દેખી રાજા અમે સરવે સભાજનોનો આનંદ ઉભરાયા વગર રહે નહીં પણ શું કરૂં કે એ પુત્રના જનમવાની રાજાને બીલકુલ ખબર નથી. ને જો હું તેડી લાવું તો રાજા મારી ઉપર તથા દામાવંતી ઉપર પણ કોપાયમાન થાય કે પીતા વિના પુત્ર કેમ જનમ્યો. એમ કહી તેની ખરી તપાસ કરશે તે સમયે મારે સાક્ષી પુરવી પડશે. એમ બનશે તો તેની ચીંતા નહી કેમકે અંત્યે ખબર થયા વગર તો રહેનાર નથી. માટે હવે તો વેહેલું જાણુ થાય તેજ સારૂ, ઇશ્વર પાસે સાચો ન્યાય છે. માટે સત્ય હશે તેજ તરશે. એમ વીચાર કરી સભામાંથી ઉઠીને તરત દામાવંતીને મહેલે આવ્યો. તેને જોઇને રાણીએ આસન આપી ઘણું માન દઇ બેસારીને તેને પાન સોપારીનું બીડું આપી પુછયું, ને આપના મ્હોના ચેહેરા ઉપરથી તો એવું જણાય છે કે બહુજ તાકીદના કામ સારૂ આવ્યા હો, માટે જે હોય તે કૃપા કરી કહો કે ખબર પડે. એવા શબ્દ સાંભળીને પ્રધાન વીચાર કરે છે કે. રાણી ચતુર તો ખરી જે મારા મનની વાત પારખી, પણ કહ્યા વગર છુટકો નથી. એવો નીશ્ચય કરી દામાવતીને કહે છે કે, હું કાંઇ આપની પાસે માગું તો મને ખુશી થઇ આપવા વીશે વચન આપો તો કહું ત્યારે દામાવતી કહે છે કે રાજાની તમારી ઉપર ઘણી કૃપા છે તેવું છતાં તમારે શું ખામી છે. જે તે મારી પાસે માગો છો તે કહો. પ્રધાન કહે જે વચન આપો તો બોલું. ત્યારે રાણીએ કહ્યું કે તમને હું પોતાના પીતા તુલ્ય ગણું છું માટે મારાથી

બને તેવું હશે તો આપીશ, એમ કહી વચન આપ્યું એટલે પ્રધાન કહે છે કે આપના કુંવર ગજરામારૂજીને ઉત્તમ પોશાક તથા આભુષણ પેહેરાવી મારી સાથે રાજ સભામાં મોકલો તે સાંભળીને રાણી કહે છે કે રાજાની છ માનીતીના છ પુત્રો છે. તેવું છતાં મુજ અણમાનીતીના કુંવરનું રાજસભામાં શું કામ છે. વળી રાજાની મારી ઉપર કૃપા નથી અને રાણીયો પણ બહુ ઝેરીલી છે. માટે મારા કુંવરને કોઇ કુડુ વચન કહે તેથી તે દીલગીર થાય તે માટે એ વાતની ક્ષમા કરો તો બહુ સારૂ વજીર કહે કે મારા ઘટમાં પ્રાણ છે. ત્યાં સુધી તમારા કુંવરનો વાંકો વાળ થવા દેનાર નથી. વળી આ પ્રસંગે રાજાએ માનીતીના છએ કુંવરને રાજસભામાં બોલાવીને બેસાર્યા છે. તેમનાં કદરૂપ જોઇને રાજા તથા સરવે સભાના લોકો ખેદ પામીને ઝાંખા થઇ ગયા છે. તે તમારા કુંવરની કાન્તી જોઇ સરવે સુખી થશે. અને તમારૂ સત્ય જાહેર થશે. તેથી ઇશ્વર સરૂ સારાં વાનાં કરશે એ રીતે પ્રધાનનું પ્રૌઢ વીચારનું બોલવું સાંભળીને દામાવતીએ ગજરામારૂજીને સુંદર પોશાક પહેરાવાને આજ્ઞા આપી એટલે મારૂજી પોશાક પહેરે છે

**દુહા**—કસુંબી મંડીલ માથે બાંધીયુંરે, કાંઈ શીરપેચનો ઝળકાટરે; કાંઇ૦ કલગી તોરારે માંહી શોભતારે, જેમાં મોતી મણીનો ચળકાટરે. જેમાં ૨૪ જરકશી જામો પહેરીયોરે, માંહી ઝાંઝેરો ઝળકે તારરે, માંહી૦ હીરા જડીત કંઠે હારડોરે, તેની શોભાનો નહી પારરે, તેની ૨૫ શેલે કશીરે કમર બાંધીછેરે, કાંઇ કીનખાબી સુરષાળરે, કાંઈ૦ કનક કમર પટો કેડમાંરે, તેમાં ઝોલાં ખાએ તરવારરે; તેમાં. ૨૬ કેડમાં કટારી છે વાંકડીરે, કાંઇ દીસે તે નાનેરૂ બાળરે, કાંઈ૦ હાથમાં ઝાલીરે ભમર ભાલડીરે, કાંઇ ખભે ઢળકતી

છે ઢાલરે; કાંઇ ૨૭ અત્તર ખુશબોઇ નાંખી શીરમાંરે, કોઈ ઓળી મુક્યા છુટા કેશરે; કાંઇ૦ ધીરે ધીરે મારૂ ડગલાં ભરે, બહુ શોભે છે બાળેવેશરે; બહુ ૨૮ કામ કુંવર બન્યા મારૂજીરે. જાણે તેજ તણો અંબારરે; જાણે૦ ફુલસંગ વજીરે ઝાલી આંગળીરે, કાંઇ મારૂજી ચાલ્યા દરબારરે; કાંઈ૦ ૨૯

એ રીતે મારૂજીએ પોતાના સુંદર વસ્ત્ર આભુષણ પહેરીને વળી ઢાલ તરવાર કટાર વગેરે હથીઆર બાંધીને શીરના કેશ છુટા મુકે તેમાં મોગરાના પુષ્પનું તેલ ઘાલીને બધા પોશાક ઉપર ભારે મુલનું અત્તર છાંટી કામ કુંવર જેવો બની પોતાની માતાને દંડવત પ્રણામ કરી આજ્ઞા માગી કે માતાજી આપ આજ્ઞા આપો તો રાજસભામાં જાઉં. ત્યારે માતા કહે છે કે હે પુત્ર તું સુખેથી જા જગેશ્વર મહાદેવ તારૂં રક્ષણ કરશે. અને પાછો કુશળ કલ્યાણથી વહેલો આવજે એવું સાંભળી વજીરની આંગળી ઝાલી ચાલતાં રસ્તામાં પુછે છે કે હે વજીર રાજસભામાં જવાનો એકજ રસ્તો છે કે બીજો પાછળથી જવાય એવો રસ્તો છે જો પાછલે રસ્તે જવાય એવું હોય તો સારૂં તે સાંભળી વજીર કહે છે. તમારે પાછલા રસ્તાનું શું કામ છે. આપણે તો આગલે રસ્તેથી જઇશું. કુંવર કહે છે કે એ રાજાએ મારી માને કોઇ દિવસ કશું સુખ આપ્યું નથી માટે હું એને મારૂં મસ્તક નમાવ-નાર નથી પ્રધાને ઘણો સમજાવ્યો પણ લીધી વાત મુકે નહિ માટે કુંવરના કહ્યા પ્રમાણે પાછળ બીજો રસ્તો હતો તે રસ્તે બન્ને જણ ચાલ્યાં ત્યાં બારી હતી તે ઉઘાડી એટલે કુંવર કહેછે કે પ્રધાન પહેલા તમે જાઓ. પછી હું આવું. એવું કહી પ્રધાનને બારીમાંથી સભામાં મોકલ્યા. પછી પોતે વીચાર કરે છે કે જો હું આ નાહાની બારી

માંથી માથું નમાવી જાઉ તો નમ્યો કહેવાઉં માટે તેમ તો મારે કરવું નથી. નમવું નહીને જવું તો ખરૂં. માટે એવી યુક્તી શોધી કાહાડી કે પ્રથમથી પગ ઘાલીને સભામાં પ્રવેશ કર્યો. વજીર જઇને રાજાની સામે બેઠો અને ગજરોમારૂજી આવીને કોઇને સલામ કર્યા વગર રાજાની પાસે આવી ઉભો રહ્યો એટલે જાણે વાજળીનો ઝબકારો થયો. એવો તેજનો પ્રકાશ પડતાં રાજા પોતે અને સરવે સભામાં બેસનારા નીહાળીને જુએ છે તો જાણે કામદેવ કુંવર સ્વરૂપે પધાર્યા છે. એવું શરદ પુનેમના પ્રકાશીત ચંદ્રમા જેવું મુખ તથા સર્વાંગની શોભા તેની સાથે વસ્ત્ર અલંકાર અને નાના પ્રકારની અત્તરની સુગંધીથી આખી સભામાં ગરવા થઇ રહ્યા ને સરવે એક નજરે કુંવર સામું જોઇ રહ્યા. તે જોઇ રાજા ઘણોજ આશ્ચર્ય પામીને ફુલસંગ વજીરને પુછે છે કે હે પ્રધાન આ કોઇ દેવ કુંવર અકસ્માત આપણી સભામાં ક્યાંથી આવ્યો અરે આવો તેજસ્વી કુંવર જેના હશે તેના માત પીતાન ધન્ય છે. પણ એ વાતનો ઝટ ખુલાસો કરો. કેમકે મારા મનમાં ધીરજ રહેતી નથી. માટે જે સત્ય હોય તે કહો. એવું સાંભળી પ્રધાન કહે છે કે, રાજાજી આ તમારી સામે છ કુંવર કોના છે? રાજા કહે છે કે એતો મારી માનીતીના છે ત્યારે પ્રધાન કહે છે કે જેમ એ છ કુંવર તમારા છે તેમ સાતમો આ કુંવર પણ તમારો એવું સાંભળી રાજા કહે છે કે મારી સાત રાણીયો છે તેમાં છ માનીતી છે. તેને મેહેલે હું જાઉં છું ને સાતમી તો અણમાનીતી છે. તેને મોહોલે હું કોઇ દીવસ પણ જતો નથી અને તું ડાહ્યા પ્રમાણીક પ્રધાન થઇ મારી સભા વચ્ચે મશ્કરી કરી કહે છે કે આ દેવાંશી કુંવર તમારે છે એ કેવી આશ્ચર્યકારક વાત છે. એવું સાંભળી પ્રધાને વીચાર

કર્યો કે હવે બધી વાત વીગત સહીત કહ્યા વગર છુટકો નથી એમ ધારી રાજાને કહે છે કે મહારાજ આપને શીવજીએ પ્રસન્ન થઇ કેટલા ફળ આપ્યાં હતાં? રાજા કહે છે કે સાત આપ્યાં હતાં તે મે મારી વિનતીયોને આપ્યાં હતાં ત્યારે પ્રધાન કહે છે કે તમે તો અંતર રાખ્યો પણ સાચાનો બેલી ઇશ્વર છે માટે તે સાતે ફળ છ રાણીયો મળી ખાઇ ગઇ અને તેના છોતરાંને ગોટલા બારીએથી રસ્તામાં નાંખી દીધા તે તમારાં અણુમાનીતી દામાવંતીએ દાસી પાસે મંગાવી તેને વાટીને રાબ કરીને મને બોલાવી બધી હકીકત કહીને મારી સામે તે રાબ પી ગઇ તેથી તેને ગરભ રહ્યો ને પુરે માસે આ દેવરૂપ શીવજી કૃપાથી જનમ્યો છે એ પણ તમારોજ પુત્ર છે તે મહા પરાક્રમી નીકળી નવખંડમાં પોતાનું નામ રાખશે. એવું સાંભળી રાજા કહે છે કે મારો કુંવર હોય તો મારી સામે આવી મને સલામ કરી ઉભો રહે. તે સાંભળી ગજરામારૂજી કહે છે કે હું કોઇને સલામ કરતો નથી. ને કરૂછું તે સાત જણને સલામ કરૂં છું. તે સાંભળીને રાજા કહે છે કે એવા સાત કોણ મોટી પદ્વીવાળા છે કે જેને તું સલામ કરે છે: તે કહે. કુંવર કહે છે કે સાંભળો.

દોહરો—પહેલીરે સલામ મારી માતનેરે, જેણે નવ માસ રાખ્યો પેટરે; જેણે૦ કષ્ટ પામીને ઉછેરીયોરે, મારી લણી એક દીધી વેઠરે. ૩૦ બીજીરે સલામ જગેશ્વર મહાદેવનેરે, જેણે પેટમાં ગર્ભજ દીધરે, જેણે૦ જઠરાગ્નિમાંહી જેણે જાળવ્યોરે, મારી રક્ષા ઘણેરી કીધરે; મારી૦ ૩૧ ત્રીજીરે સલામ મારા પ્રભુજીનેરે; જેણે૦ બહાર આપ્યો અવતારરે; જેણે૦ જીવતાં લગી જશ આપશેરે, એતો તનનેરે; એતો રણમાં રમાડી લાવે ઘેરરે; એતો૦ ગામ થકી

ગડે પરગામમાંરે, એની કોઇ ન જાણે પેરયે; એની ૩૩ પાંચમી સલામ મારી ખાંડાનેરે, એ તો રણમાં કરે મોટા ઘા૦ રે; એતો૦ દુશ્મન દુર રહે દેખીનેરે મારૂ ખુડતું તારે તે નાવરે; ૩૪ છઠીરે સલામ મારી ઢાલનેરે, એ તો રણમાં હૈયા કેરી ઓથરે; એતો૦ દુશ્મન જોઈ ઝટપ લઇ ઉઠતારે. મારી પડતી બચાવે લોથરે; મારી. ૩૫ સાતમી સલામ ધરતી માતનેરે એતો મુઆ જીવતાનો વિશ્રામરે; એતો૦ પ્રાણીમાત્ર સઉ એને આશરેરે; સાચુ ઠરવાનું એ છે ઠામરે; સાચું. ૩૬

હે રાજા પ્રથમ સલામ મારી માતને કરૂં કે જેણે મહાદુઃખ વેઠીને નવ માસ પેટ રાખ્યો. અને જન્મ થયા પછી પણ મારે માટે બહુ કષ્ટ વેઠી મોટો કર્યો. બીજી સલામ જગેશ્વર મહાદેવને કે જેણે મારી માતાના ઉદરમાં ગર્ભ આપ્યો. અને જઠરાગ્નીથી જાળવી રનેણ કર્યું. ત્રીજી સલામ જગતકર્તા પરમેશ્વરને કે જેણે મને અવતાર આપ્યો. અને જીવીશ ત્યાં સુધી મારી કીર્તી વધારી અંત સમે મોક્ષગતીએ પોહોંચાડશે. ચોથી સલામ મારા રેવંતને (ઘોડાને) કે જે ગામ પરગામ લઇ જાય અને મહા અરણ્યમાંથી કુશળ કલ્યાણથી ઘેર લાવે પાંચમી સલામ મારી તરવારને કે જે રણ સંગ્રામમાં શતરૂનો નાશ કરી મને ફતેહ પમાડી મારો જીવ બચાવે છઠી સલામ મારી ઢાલને કે દુશ્મનના આવતા ઝટકાને પોતે ઝીલી લઇને મારી લોથ પડતાં બચાવે. અને સાતમી સલામ આ ધરતી માતાને કે જેની અંદર મુઆ જીવતાને જગ્યા આપે છે. અને જેમાંથી પેદા થઇ તેમાંજ સમાવાનું છે. એ સાત જણને જરૂર સલામ કરવી જોઇયે તે હું કરૂં છું તે સીવાય બીજા કોઇને સલામ કરતો નથી. તમને તો મારા ઘોડાને આવતાં રજ

છડે એટલી પણ સલામ કરનાર નથી. એવાં કુંવરનાં વચન સાંભળીને રાજાને અત્યંત ક્રોધ ચડયો એટલે બોલ્યો કે અરે કોઇ ચાકર હાજર છે ? ઝટ તરવાર લાવીને આક્ષણે આ કુંવરનું મસ્તક છેદી નાંખો. એવો શબ્દ સાંભળી ફુલસંગવજીર જે પાસે બેઠા હતો તે બોલી ઉઠયો કે મહારાજ આપ એ શું બોલ્યા તમે કોનું મસ્તક છેદાવો છો ખબરદાર જો અવિચારથી હાથ ઉઉગામશો તો પછી ઘણો પસ્તાવો થશે. એ રીતે પ્રધાનનું બોલવું સાંભળી કોઇની હીંમત ચાલી નહી. એટલે પ્રધાને રાજાને કહ્યું કે, મહારાજ એ કુંવરને એની મા આપની પાસે મોકલવાનીજ ના હતી પણ તેનું દેવ રૂપ તથા પરાક્રમ દેખાડવા અને તમારા ખાંડીયા માંગીયા કુવરને જોઇ તમે તથા સરવે સભાજનો શોકાતુર થયા નેતે ફ્તહ રાજી કરવા હું બળાત્કારે લાવ્યો છું તે એવી સરતથી લાવ્યો છું કે એને કુશળ કલ્યાણથી એની માતાના હાથમાં સોંપું તે પછી આપને ગમે તેમ કરજો. એમ કહીને કુવરની આંગળી પકડી પ્રધાન સભામાંથી ઉઠી દામાવંતીના મહેલ ભણી જવા નીકળ્યો. એટલે સર્વ સભા વીસર્જન થઇ હવે રસ્તે ચાલતાં ચાલતાં એક તેવું વરસની ડોસી હાથમાં લાકડી લઇને ચાલી જતી હતી, તેને જોઇ ગજરામારૂજીએ પ્રધાનને પુછયું કે આ ઘરડી ડોશીને બોલાવો મારે કાંઇ વાત પુછવી છે. એવું સાંભળી વજીરે ડોશીને બોલાવી એટલે મારૂ ડોશ ને પુછે છે કે ડોશી મા આપને કેટલાં વરસ થયાં. ડોશી કહે કે બેટા નેવુ વરસ થયાં. કુંવર કહે છે કે તમને ઘણામાં ઘણા કેટલા વરસની વાત સાંભળે છે ડોશી કહે છે. વધારે તો નહીં પણ સવાસો વરસની વાત મારી નજરની જો;

એલી અને અને પચાસની બીજી તે સાંમાના ગામના ઘરડાંઓ પાસે સાંભળેલી છે. ત્યારે કુંવર પુછે છે કે આ ગામમાં જસો જામ જે રાજ્ય કરે છે તે તેમના વડીલોનું છે કે પોતાનેજ મળેલું છે તે સાંભળી ડોશી કહે છે કે બાઇ પચાસ વરસની આગળ એક વીરજી કરીને ઠાકોર હતે તેનું રાજ્ય હતું તે ઘણા વરસ ભોગવી અંત્યે તેનો મંદ દીવસ આવ્યાથી જસાજામને મલ્યું છે. કુંવર કહે કે વીરજીના વંસમાં કોઇ જીવે છે કે નહી ડોશી કહે તેના દીકરાનો દીકરો સોળ વરસની વયનો છે. તે સાંભળી કુંવરે ડોશીને પોતાના ખીસામાંથી સોનાની વીસ મહોરો કહાડીને આપી અને કહ્યું કે ડોશીમા એ છોકરાને આ ક્ષણે મારે મ્હેલે તેડી લાવો. એવું સાંભળીને ડોશીને મોહોર મળ્યાથી પગમાં ખુબ જોર આવ્યું એટલે કુંવરને કહે છે કે હમણાં તેડી લાવુ છું એમ કહી લાકડીના ટેકા વગર ચલાતું નહોતું તે ધનનું જોર આવતા લાકડી ખભે મુકીને વીશ વરશના જુવાન માણસની બરાબર ડોશીએ ચાલવા માંડયું એટલે કુંવર કહે છે કે ડોશી મારી પાસે આવે ત્યાં સુધી ફુલસંગ વજીર તમે પણ મારી પાસેજ રહો. એવું કહી બંને જણ મોહોલે આવ્યા મારૂજીએ પોતાનો પોશાક ઉતારી બીજો ઘરમાંનો પોશાક પહેરીને એક ખુરશી ઉપર પોતે બેઠા અને અને બીજી સામી ખુરશી નાખી વજીરને બેસાડયો, બેઉ જણ વાતો કરે છે એટલામાંતો ડોશી ઝડપથી વીરજીના પુત્રને લઇને આવીને કહ્યું કે મહારાજ તમારૂં કામ કર્યું હવે હું રજા માગું છું. એમ કહી ડોશી પોતાને ઘેર ગઇ. એટલે મારૂજી પુછેછે કે તમારૂં નામ શું ? છોકરો કહે મારૂં નામ ધીરાજી કરીને કહે છે મારૂએ

તેને ખુરશી આપીને બેસાડયો ને કહ્યું કે તમારા વડીલો કોણ હતા તે વીશે સાચે સાચું કહો. ધીરાજી કહે છે કે આ ગામમાં મારા બાપનો બાપ વીરાજી ઠાકોર રાજ્ય કરતો હતો. પણ દૈવયોગે તેમના દહાડા નબળા આવ્યાથી એ રાજ્ય જસજ્જમના હાથમાં ગયું. તેણે મારા બાપ હીરાજીને કાંઇ જાગીર આપી છે ને ઉપર મારો ગુજારો ચાલે છે. મારૂ કહે છે કે ગામથાં કાંઇ તમારી બીજી જમીન છે? ધીરાજી કહે છે કે છે તો ખરી પણ તેમાં જુનાં ઘરો હતાં તે પડી ગયાં હવે તો ફક્ત એક હજાર વીઘા છુટી ભોંય છે તે અવાવર છે. તેમાં લોકો છાણાં થાપે છે. ને તે વિષે રાજાને અરજ કરી તો કાંઇ દાદ આપતા નથી. મારૂ કહે કે એ ભોંય હું વેચાતી રાખું તો તમે શું લેશો? ધીરાજી કહે કે એક હજાર રૂપૈયા લઇશ. મારૂ પ્રધાનને પુછે છે કે કેમ પ્રધાનજી આ વાતમાં આપનો શો વીચાર છે. વજીરે વિચાર્યું કે કુંવર નાની વયમાં મોટો પરાક્રમી નીકળ્યો એ એના બોલવા ચાલવા ઉપરથી સાફ જણાય છે. આગળ જતાં રાજ્યાધીકાર પણ એજ થશે. કેમકે માનીતાના છએ છે તે ખાંડીયા માંડીયા લુલા લંગડા બેરા બોલડા છે. તે કાંઈ રાજ્ય કરનાર નથી માટે આપણે એ કુંવરનું કાંઇ કામ નથી આપણે તો મારૂજી સાથે ભલું રાખવું એનું વીચારી ઉત્તર આપ્યો કે મહારાજ આપની મરજી છે તો સુખેથી લ્યો પણ મારી સાથે બજારમાં પ્રેમચંદ પારેખની દુકાને ચાલો કે ત્યાં લખત કરીને સહી શાખ કરાવી નાણું આપીયે. પછી ત્રણે જણ બજારમાં ગયા ત્યાં દુકાન ઉપર બેશી લખત કરી સહી શાખ કરાવી એક હજાર રૂપીયા રોકડા પારેખ પાસે પરખાવીને આપ્યા વળી ઉપરથી શાલ પાઘડી તથા કસુંબી મંડીલ વગેરે પાંચસો

રૂપીયાનો પોષાક આપી ખુબ રાજી કરી વિદાય કર્યો. એટલે તે પોતા-ઘેર ગયો મારૂજીએ પ્રધાનને કહ્યું કે આપને મેં બહુજ શ્રમ આપ્યો છે તેની ક્ષમા કરવી પણ કાલે સવારે આ શહેરના હુંશીઆર કડીયા તથા મીસ્ત્રીને બોલાવી મારી પાસે આવજો. કેમકે એક મોટો અને સારો શોભીતો રાજ મહેલ બાંધવાનો છે. તે કામમાં તમારે પોતા-થી બનતી મહેનત લેવી પડશે. પ્રધાન કહે વારૂ મહારાજ એમ કહી પોતાને ઘેર ગયો. તે સવારે ઉઠીને પોતાના ચતુર કારકુનને બોલાવી કહ્યું કે દામાવંતીના પુત્ર ગજરામારૂજીને એક સુંદર રાજ મહેલ બંધાવવો છે માટે આપણા નગરમાં જે સહુથી સરસ પંકાયલા કડીયા સુતાર અને મીસ્ત્રીઓ છે તેને મારી પાસે બોલાવી લાવો. પણ ખબરદાર આ વાત કોઇને જણાવશો નહિ. એમ કહીને કારકુનને મોકલ્યો એટલે તે તરત કડીયા સુતાર મીસ્ત્રીને બોલાવી લાવ્યો. તેને લઈ ફુલસંગ ગજરામારૂજી પાસે આવ્યો. તેમને જોઈ મારૂજીએ તરત આદરમાન દઇ આસન આપીને બેસાડીને પુછયું કે હે કડીયા સુતારના મીસ્ત્રીયો, આ ગામમાં મારે એક હજાર વીઘાં ભોંય ઉપર એક મોટો ને સુંદર શોભાયમાન રાજમહેલ બાંધવો છે. કે જેની અંદર બાગ બગીચા નાના પ્રકારના પુષ્પોનાં ઝાડ તથા ફુવારા વગેરે બાંધી ઘણું મજબુત અને શોભાયમાન કામ બનાવવું ને વળી જે કામને એક વરસ લાગે તેની જેગોએ વધારે કારીગર રાખી બે માસમાં તૈયાર થાય તેમ કરવું. એવું સાંભળી કડીયા સુતારના મીસ્ત્રીઓ બોલ્યા કે મહારાજ આપ જેવો મનમાં ચાહો છો તેવો સરસ અને જલદીથી બાંધી તૈયાર કરી આપીશુ તે વિષે આપે

નિશ્ચંત રહેવું એવો ઉત્તર મળતાં મારૂજી પ્રસન્ન થયા ને વજીરને બલામણ કરી. જોશી પાસે રૂડું મુહુર્ત જોવરાવી કામનો આરંભ ચલાવ્યો. પ્રથમ જગ્યા વાળીને સાફ કરાવીને તેનું માપ લઈને પાયો ખોદીને કામ ચલાવવા માંડયું. તે કામ મધ્યે જે કાંઇ સામાન જોઇએ તે પ્રધાનના ફરમાવ્યાથી તેના માણસો લાવી તરત હાજર કરે એટલે કડીયા સુતારને કશી ચીજ વગર ખોટી થવું ન પડે ને માણસો પણ વધારે રાખીને ઘણું ઉત્તમ નકશી કામ કરાવ્યું. એમ કરતાં છ માસ થયા એટલે તે રાજ મેહેલ એવો બન્યો કે જસા જામના મેહેલ કરતાં ઘણોજ શોભાયમાન બન્યો એટલે રૂડું મુહુર્ત જોઈ વાસ્તુ કર્યું ન સર્વે કારીગરોને યોગ્યતા પ્રમાણે શીરપાવ આપ્યો. મેહેલની વચોવચ એક મોટો ચોક રાખી તેમાં જુદા જુદા ભાગ પાડીને બાંધણી લીધેલી તેના નામ પણ જુદાં જુદાં પાડયાં એકનું નામ રંગમેહેલ, ત્રીજો આરસ મેહેલ, ચોગો વિલાસી મેહેલ, પાંચમો નાટક મેહેલ, છઠો રાજકચેરીનો મેહેલ, અને સાતમો ઇશ્વર સ્તુતિ કરવાને સારૂ ભક્તિ મેહેલ, એ રીતે મેહેલોમાં ગોખ, ઝરૂખા ગ્યાલેરીયો, તથા અગાશીયો વગેરે જુદી જુદી રચના બનાવેલી છે.. ચારે કોરે ફરતો કોટ કરીને તેમાં નાના પ્રકારનાં ફળાવક ઝાડ તથા સર્વે જાતનાં પુષ્પોનાં ઝાડ વાળી છટાબંધ બગીચો બનાવેલો તેમાં આંબા, જાંબુ, સીતાફળ, રામફળ, દાડમ જામફળ, નાળીયેર, કેળ અને માંડવા ઘાલી તે ઉપર નાના પ્રકારના વેલાઓ વાવી તેને ઝાડ ઉપર અને માંડવા ઉપર ચડાવી દીધેલા છે તેથી તેની ઘટા બહુજ સુશોભિત દેખાય છે વળી આરસપાહાણનો સુંદર ફુવારો મુકીને તેની ફરતી બેઠકો બનાવેલી જોતાંજ સર્વને બહુ સુખ ઉપ-

જવા લાગ્યું એ રીતનો ઉત્તમ મેહેલ જે એકવાર જુવે તે જયાં જાય ત્યાં ત્યાં સદાય તારીફ કરે તે સાંભળીને દેશ વિદેસના લોકો જોઇને બહુ પ્રસન્ન થાય ને વિચાર કરે કે આ મ્હેલનું કામ દેવતાઇ મેહેલના સરખું દેખાય છે. એ રીતે સર્વને ખુશી થએલા જોઇ મારૂજી ફુલસંગ વજીરને કહે છે કે જોશી મહારાજે આજે સભા ભરવાનું મુહુરત આપેલું છે પણ જે રાજસભામાં બેસનારા પુખ્ત ઉમ્મરના મોટા માણસો રાજાની કચેરીમાં જવાનું મુકી મારી કચેરીમાં એકાએક આવશે નહિ, માટે તમે આ ગામના વેપારીયોના છોકરાઓ જે રસ્તામાં રમતા હોય તેને સમજાવીને કહો કે તમે ગજરામારૂજી પાસે રમવા જાઓ ત્યાં તમને ઘણું માન પાન મળશે. એવું સાંભળી વજીરે ગામના છોકરાઓને જાહેર કર્યું કે તમે ઉત્તમ પોશાક પહેરીને મારૂજીને મોહોલે રમવા જશો તો તમને બહુ માનપાન અને મીઠાઇ મેવા વગેરે ખાવા મળશે. એવી લાલચ છોકરાઓમાં ખુબ ફેલાઇ એટલે તેઓ ઉત્તમ પોશાક પહેરીને તરત મારૂજી પાસે આવ્યા. એટલે તેઓને પોતાની શણગારેલી કચેરીમાં ગાદી તકીયા ઉપર બેસાડીને બહુ આદરમાન દીધું. પછી છોકરાઓને કેફ ન ચડે તેવો પાતળો કસુંબો કહાડી તેઓને પાયો. પછી પસ્તાં, બદામ, ચારોળી સાકર ને બીજા લીલા મેવા તરેહ તરેહના આપ્યા તે બાદ કઢેલા દુધમાં સાકર એલચી જાયફળ વગેરે નાખેલું મશાલેદાર દુધ પાયું અને છેલી વાર તેઓને સુનેરી વરખના પાનનાં બીડાં તથા ગુલાબનાં વારા આપી બહુજ પ્રસન્ન કર્યા છેલ્લી વારે કચેરી બરખાસ્ત થતી વેળાએ મારૂજીએ સર્વે છોકરાઓને કહ્યું કે મારા સ્નેહી મીત્રો આજે તમોએ મારા મેહેલમાં આવી

મને બહુ આનંદ ઉપજાવ્યો છે. તેથી હું તમારો આભારી થયો છું એમ કહી સર્વેને વિદાય કરતી વેળાએ કહ્યું કે મીત્રો તમો દરરોજ સવારે તથા સાંજે મારી પાસે આવજો. આપણે પરસ્પર મળી આનંદ પામીહું એ રીતે કહી સર્વને વિદાય કર્યા પછી છોકરાઓ માંહો માંહી કહેવા લાગ્યા કે આજે તો બહુજ મોજ મળી છે. વળી રાજકુંવરનો ભાવ છે, તેથી આપણે ભેગા થઈ નિત્ય જઈશું. પછી બીજે દીવસે સોના બસો ભેગા થયા ને કચેરીમાં જઈ માનપાન પામી ઘેર આવ્યા એ રીતે પાંચ દીવસમાં વધતાં વધતાં પાંચસો છોકરાં એકઠાં થયાં. તેઓ દીવસે દીવસે અધીક સુખ પામવા લાગ્યા ને મારૂજીએ પણ જે આવે તેને ઘણું માન દેવા માંડ્યું તેની કીર્તી સાંભળી ગામના અફીણીયા પણ થોડા થોડા જવા લાગ્યા તેમને જોઈએ તેવો ધાડો કસુંબો પાઈને નાના પ્રકારના મેવા તથા દુધ સાકર મળવા માંડ્યું એટલે અફીણીયાભાઈ જ્યાં ત્યાં ખુબ તારીફ કરવ લાગ્યા તે સાંભળી મોટી ઉમ્મરના અને સારા માણસો સભામાં બીરાજવા માડયા અને છોકરાઓની સખ્યા બંધ થઈ એમ કરતાં રાજાની કચેરીમાં નીત્ય જનારા રજપુત અફીણીયા તથા લોકો સર્વે ગજશામારૂજી પાસે આવીને મન માન્યા અફીણ કસુંબા પીને તે ઉપર મીઠાઈ મેવા, તથા દુધ વગેરે પીને કેફની લેહેરમાં કેટલાક ઝોકા માર્યા કરે અને કેટલાક રંગમાં આવી ઘણા રમુજભરેલાં ગપાટાં મારી મારૂજીને અને બધી કચેરીને ખુબ ખુબ હસાવે. એ રીતે છ માસમાં રાજાની કચેરી તુટીને મારૂજી પાસે ભરાવા માંડી એટલે રાજા જસાજામે પોતાના ફુલશંગ વજીરને કહ્યું કે હે વજીર આપણી સભામાં જે સાડાસાતસો અફીણીયા

આવતા હતા અને બીજા પણ કેટલાએક માણસોનો ખુબ જમાવ થતો હતો તે હવે કેમ આવતા નથી. તે સાંભળીને પ્રધાન કહે છે કે, મહારાજ અફીણીયા લોકોને તો કસુંબો મળ્યો એટલે ત્યાંજ આસન વાળી બેસે છે. અને બીજા લોકોમાંથી કેટલાક પરગામ ગયા હશે. કોઇ માંદા પડયા હશે ને કેટલાક મરી ગયા હશે. માટે માણસોનો જમાવ ઓછો થાય છે. એમ કહીને રાજાને સમજાવ્યો પણ મારૂજીની વાત પોતે જાણે છે તે કહી નહી કેમકે વજીર ને મારૂજીનો દીવસે દીવસે પ્રેમ વધતો ગયો એટલે પ્રધાન પણ તેનને સદાય રાજીમાં રાખે. એમ કરતાં એક દીવસ એવો બન્યો કે એક અફી- ણનો બંધાણી ભાટ ઘોડા ઉપર બેસીને એ ગામમાં આવી પોહોં- ચ્યો. તે રસ્તે જતાં ગામના રહેવાસી લોકને પુછે કે હે ભાઇ, આ ગામનો રાજા નિત્ય અફીણ કસુંબાનું રાવણું કરે છે કે નહિ ? તે સાંભળી પુરવાસીએ ઉત્તર આપ્યો કે ભાઇ ઉભી બજારે આગળ ચાલ્યા જાઓ ત્યાં એક મોટા સુંદર મેહેલ આવશે તે મેહેલમાં અણ- માનીતી રાણી દ્દામાવતીનો પરાક્રમી પુત્ર ગજરોમારૂ છે. તે તમને ચડે ઘોડે તરત કસુંબો પાઈ પ્રસન્ન કરશે. બાકી જસાજામ રાજા પાસે જતાંવેંત તરતજ કસુંબો મળેશે નહિ. એનાં વચન સાંભળીને બંધાણી ભાટ મારૂજીનાં મેહેલ સામો ચાલ્યો. એટલે બાદીમાંથી મારૂજીએ ભાટને દુરથી આવતો જોયો ને મનમાં તરત પરીક્ષા કરી કે ણો કોઇ નીરો બંધાણી ભાટ છે. ને તે કસુંબો પીવાની આશાયે ઝડપથી આવે છે. એવું વિચારી પોતાના ત્રણ ચાકરને બોલાવીને કહ્યું કે પેલો દુરથી ઘોડે બેસીને બંધાણી ભાટ આવે છે તે આ- પણા મેહેલ નજદીક આવે તે પહેલાં એક જણ માળવી અફીણનો

થાડો કસુંબો કહાડી તેમાં કેશર ઘોળીને એક તાંસળી ભરી તઇ-
યાર કરી તેને હાક મારીને ચડે ઘોડે તરત કસુંબો પાઇ દો બીજાને
કહ્યું કે દુધ સાકર કઢેલું તઇયાર છે. તેમાં વાટેલી એલચી નાંખીને
તાંસળું ભરી કસુંબા ઉપર પાજે ને ત્રીજા ચાકરને કહે છે કે
પાઘડી ૧) રૂ. ૨૫) ની, શેલું ૧) રૂ. ૫૦ નું અને પચીશ રૂપીઆ
રોકડા લઇને તુ પણ જાને કસુંબો પીને પાછળતી દુધ પીધા પછી
આ શીરપાવ આપજે એ રીતે આજ્ઞા મળતાં ત્રણે ચાકરે કહ્યા પ્ર-
માણે વસ્તુ લેઇને નીચે જઇ ઉભા રહ્યા એટલે તે આવી પહોંચ્યો
તેને હાક મારી ઉભો રાખ્યો ને વિનંતી કરી કહ્યું કે અમારા મારૂ-
જીએ કહ્યું છે કે આ તાંસળીમાં આપને યોગ્ય કસુંબો છે તે પીતા
ઓ. તે સાંભળી ભાટ પણ ઘટઘટાવી ગયો એટલે ત્રીજાએ શેલું
પાઘડી ને પચીશ રૂપીયા રોકડા આપ્યા તે લઇ ખુબ ખુશી થયો
આ બનાવ મારૂજી પોતે બારીએ ઉભા રહીને જોતા હતા તેથી
ભાટ પોતાના મનમાં સમજ્યા કે આ કોઇ રહાદેવાંશી રાજકુંવર
છે માટે તેને ઘણું માન આપી પ્રસન્ન કર્યો એમ જાણીને ભાટે
મારૂજીને સલામ કરી કહ્યું કે હે ઉદાર મનના રાજકુંવર તુ જેવું
સર્વને માન આપે છે તેથી સહસ્ત્રઘણું માન પરમેશ્વર તમારૂં વૃદ્ધિ
પમાડો એમ કહી ભાટ ચાલી નીકળ્યો તે જસાજામના મેહેલ આ-
ગળ પોતાના ઘોડો બાંધીને દરવાજાના સીપાઇને ભલામણ કરી
પોતે રાજાની કચેરીમાં જઇ ઉભો રહયો. પણ તેના કોઇએ સત્કાર
કર્યો નહિ તે જોઇને ભાટે વિચાર કર્યો કે મેં સલામ કરી પણ
કોઇએ સલામ સરખીએ લીધી નહિ. તો આ ઠેકાણે ઉભું રહેવું
યોગ્ય નથી. વળી આનીતીના છ પુત્રો જે ખાંડીયા મેંડાયા હતા
તેને પણ ઓળખી ભાટ કોપાયમાન થઇને કહે છે.

દુહો—ખાંડીયે મેંડીયેરે લુસે લંગડેરે, કાંઇ૦ લજવી માર્યું બધું ગામરે, કાંઇ૦ ધન્ય અણુરે માનીતા કુંવરને, એનું નવખંડ રહેશે નામરે, એનું નવખંડ રહેશે નામ. ૩૭.

એવી રીતે ભાટને મોહોઢે કવિતા સાંભળીને રાજા બહુજ કોપાયમાન થઇને બોલ્યો કે અરે કોઈ હાજર છે કે નહીં? એવા શબ્દ સાંભળતાં ચાકરો બોલ્યા કે હાજર સાહેબ, શો હુકમ છે? રાજા કહે છે કે હમણાં ને હમણાં અણુમાનીતીના કુંવર ગજરાને જઇ કહો કે આ ક્ષણે તારા બાપનો એવો હુકમ થયો કે તને દેશ-પાર કરે છે. માટે જયાં સુધી તારા બાપનાં રાજ્યની હદ છે. ત્યાં સુધી તારે રહેવું નહિ કદાપી એ હુકમને માન્ય નહી કરે તો તેને તારા જીવથી મારી નાંખવામાં આવશે. એ રીતે કહો ને તે માને તો સારૂં નહિ તો તેને બાંધીને મારી પાસે લાવજો એ રીતે રાજા-નું બોલવું સભામાં બેસનારા સર્વે માણસોએ સાંભળ્યું પણ કોઇ ચાકરની એવી હીંમત ચાલી નહિ જે એ વર્તમાન કહેવાને તઇયાર થાય. એમ કોઇ બોલ્યું નહિ ત્યારે રાજા કોપાયમાન થઇને કહે છે રે અરે શું ક્ષત્રીમાંથી પાણી જતું રહ્યું? શું ચાકરો હરામનો મુસારો ખાઓ છો? કેમરે કોઇ બોલતું નથી? એવી રીતે રાજાને બોલતો સાંભળી કચેરીમાંથી પાંચ સાત મુસલમાન સીપાઇ બોલ્યા કે મહારાજ આપકા હુકમ સીર ઉઠાકર હમ જાતેહે ઓર જો આપને કહા સો મજરાકુ બોલ દઇગે. ઓ બાતકી કુછ ફીકર મત રખીયે. એવું કહી સીપાઈ મારૂજીના મેહેલ ભણી જવાને નીકળ્યા તે રસ્તે ચાલતાં વિચાર કરી માંહોમાહે બોલવા લાગ્યા કે "રાજાકા શીર પર ઉઠાયા તો સહી પણ ઓ લડકાકી સાથ

ગામમેં અહોત તારીફ હોતીહે, એ માનીતીકે લડકે ખંડીયે મેંડીયે લુલે લંગડે કુછ રાજ કરનેકે નહિ. પાંચ દીન અગાડી પીછાડી એહી મજરામારૂ રાજ કરેગા. ઉસ્કે ખાતર વહાં જાકે કછ અપે મત બોલના. કયું કે મારૂતી બડા નશીબદાર હે સો રાજ કરેગા તબ અપનકુંકી ઉસ્કી નોકરી ઉઠાટર રોટી ખાનેકી હે. ઉસ્કે ખાતર બડી લાયકીસેં દો સુકન બોલના, આવી રીતે સીપાઇઓએ વીચાર કર્યા ને તરત મારૂજીના મેહેલ પાસે આવ્યા ત્યાં કચેરી ભરાયેલી જોઇને સીપાઇ ભાઇતો આશ્ચર્ય પામી ગયા. એટલે કચેરીમાં જવાની કોઈની હીમ્મત ચાલી નહીં. અને એક બીજાને કહે છે કે 'ભાઇ મેરી તો જીકર ચાલતી નહીં'. કે જરૂર બોલું, એ રીત સરવે હીમ્મત હારી ગયા પછી છેવટ તેમાં બે પુખ્ત ઉમરના બુઝરગ સીપાઇ હતા તે બોલ્યા કે "મારૂજીકી પાસ જાકર લાયકીસે બોલને સીવાય છુટકા નહી હે" એમ કહી પાસે જવા માંડયું ને જુવે તો રાજા જસાજામની કચેરીમાં જે અફીણીયા હતા તે સર્વેને જોયા ને તેઓ અફીણુ કસુંબા પી ખુબ ગપ્પા મારે છે. તે જોઇને એક સીપાઇ બીજાઓને કહે છે " અમે દેખો તો સહી કયા મજા ચલ રહી હે. એ મેરે બેટે સાડે ગામસો અફીણીયે તો સબ ઇધર આકર કસુંબા પી કે કયા ગપાટે હાકે હે ઔર જો કુછ કચેરીકી મજા તો સબ ઇહાં હે અપને રાજાકી કચેરીમે કયા ધુલ ઉડતી હે " એ રીતે એક બીજાને કેહે છે પછી આગળ જુવે છે તો કેટલાક અફીણુ ઘોળી રહ્યા છે. તેની પાસે બીજા પાંચ સાત જણા બેઠેલા છે. તે મધ્યે પસ્તા બદામ ચારોળી, સાટર અંજીર સુકો મેવો વીણીને સાફ કરી એક ખુમચામાં મુકે છે. મસ્તકી દાડમ ફોલી તેમાંથી દાણા કાઢે

છે ને સીતાફળ, જામળ, મીઠાં લીંબુ, નારંગી, પાકાં કેળાં અને ખજુર વગેરે ફેળી એક રૂપાના ખુમચામાં જુદી જુદી ઢગલીયે। કરે છે. ચોથો પાકા પાનને ધોઈ સાફ કરી તેને કાથોચુને। લગાવી તેમાં સફેત સેવરૂપની સોપારીને। ભુકો મુકી તે મધ્યે એલચી જાયફળ વગેરે મુકી તેનાં બીડાં બનાવે છે. અને પાંચમો જેને જેમ ઘટે તેમ આપી આદરમાન દે છે. અને જે કોઇ બહારથી આવે તેને તરત કસુંબો પાઈ નાના પ્રકારના મેવા આપી રાજી કરે છે. તેની પાસે કેટલાક અમીર ઉમરાવ બેઠા છે ને સામે અફીણીયા રજપુત નીશામાં ચકચુર થઇને ખુબ રંગમાં આવી તરેહતરેહનાં ગપાં મારી રહ્યા છે. અને કેટલાક ભાટ ભવૈયા એવો રસ લાવી વાતો કરે છે કે જેથી મારૂજી અને આખી સભાના લોકો ખડખડાટ હસી બહુ આનંદ પામે છે. એવી રીતનો દમામ જોઇ સીપાઇઓ પોતાના મનમાં બહુજ આશ્ચર્ય પામી ગયા ને વીચારમાં પડયો કે આપણાથી આવા ધરમ ધોરીધર કુંવરને મોહોડે હલકી વાત કેમ બોલાય ? એવું ધારી કચેરીમાં ઉભા રહ્યા, એટલે મારૂજીએ તેમના મુખનો ચેહેરો જોઇ પરીક્ષા કરી કે આ પુરૂષો મારી પાસે કાંઇ અગત્યના કામ સારૂ આવેલા છે પણ બોલી શકતા નથી. એવું ધારી પોતે તેને પાસે બોલાવ્યા અને ચાકરોને કહ્યું કે એઓને કેસરી કસુંબો પાઇ ઉપર લીલો અને સુકો મેવો આપો તે સાંભળતાં ચાંકરોએ તે બધા સીપાઇઓને કસુંબો પાઇ તરેહવારેના મેવા આપી પાછળથી પાન સોપારી આપ્યાં તે ખાઇ સ્વસ્થ થયા પછી મારૂજી પુછેછે, કે હે ભાઇઓ, તમે અંહી શા કામે આવ્યા છો ? તમારા મનમાં જે હોય તે સાચે સાચું કહો. તે સાંભળીને તેમાં બે શાણા અને ઘરડા સીપાઈ હતા. તે બોલ્યા કે મહારાજ અમે આપની પાસે કાંઈ સમાચાર બોલવા આવ્યા

છીયે પણ તે એવા કઠોર છે કે અમારી જીભ મુદ્દલ ઉપડી શક-તી નથી. ને કહ્યા વગર છુટકો પણ નથી એવું સાંભળી મારૂજી એ કહ્યું કે ભાઇઓ, તમારે જે કાંઇ કહેવાનું હોય તે સુખેથી કહો કેમકે જે કારેજે વાત બનવાની તે બન્યા વગર રહેતી નથી. માટે આ સંસારને વીષે સુખ, દુઃખ, લાભ અને ખોટ એ સદાય માણસો ઉપર પોતાની અવધીએ આવી પડે છે તેનો હરખ શોક શાણા મા-ણસ કરતાં નથી માટે તમે સુખે કહો.

આવી રીતે મારૂજીએ હીમ્મત આપી એટલે તે બોલ્યા કે માહારાજ આપના નાની ઉમ્મર છે તે પણ જે આપમાં વીવેક વીચાર અને દયા છે તે ઘણા વખાણવા જોગ છે. તેથી અમારાથી બોલી શકાતું નહોતું પણ આપ ધીરજવંત આજ્ઞાં આપો છો ત્યારે કહીએ છીએ. કે તમારા બાપ જસાજામ રાજાએ એવો હુકમ કર્યો કે "તું આ ઘડીએ મારૂં નગર છોડી દુર દેશાવર જતો રહે જ્યાં લગી માહારાજની છાયા પડે ત્યાં લગીં મારા રાજ્યના છાંયા સુધીમાં તારે રેહેવું નહીં. અગર ના પાડયા ઉપર રહીશ તો તને મુસ્કે બાંધી તારી સામે મંગાવી તારો જીવ લીધામાં આવશે માટે મારા કહેલા સમાચાર સાંભળી તારે એક પળવાર પણ ઉભુ રહેવું નહીં" એવી રીતે હુકમ કર્યો છે તે તમને કહી સંભળાવ્યો તે વીષે આપે અ-મારી ઉપર રીસ ન કરવી. કેમકે અમે તો ચીઠીના ચાકર છીએ તેથી માલીકે જેમ હુકમ કહ્યો, તે તમને સંભળાવ્યો. તે સાંભળી મારૂજી બોલ્યા કે" એમાં તમારો કાંઇ ગુનો નથી. તમે તમારા રાજાને જઇ કહો કે ગજરામારૂજીએ કહ્યું છે કે, મે જે જમીન ઉપર મેહેલ બાંધ્યો છે. તે જુના રાજાના વારસ પાસેથી લઇને બાંધ્યો છે માટે હું કાંઇ તમારી જમીનમાં રેહેતો નથી તેથી તમારે

કહેથી તો જનાર નથી, પણ મારી જન્મપત્રીકામાં એવું લખ્યું છે જે બાર વરસની ઉમ્મર થશે એટલે વનવાસ જવું પડશે માટે હવે તે મુદત નજીક આવી છે તેથી હું મારી મેળેજ જઇશ બાકી તમારો કાઢયો છો કદાપી જનાર નહીં. એમ કરતાં તમારે લડાઇ કરી મને મારવો હોય તો હું લડવાને તૈયાર છું. એ પ્રમાણે તમે જઇને કહેજો કે જેમ તમને રૂડું ગમે તેમ કરો. એ રીતે મારૂજીનો ઉત્તર સાંભળીને શીપાઇઓ જસાજામની પાસે આવી વીગત સુદ્ધાં સરવે વાત કહી સંભળાવી. સાંભળીને રાજા ..ટા વીચાર .. ..ડયો. તે પોતાના કુલશંગ વજીરને કહેવા લાગ્યા કે હે વજીર ગજરો કુંવર આવો આકરો જવાબ કેમ આપે છે? પ્રધાન કહે છે મહારાજ એ કુંવર ખરૂ કહે છે કેમકે એમણે જુની રાજવળાની જમીન તેના વારસ પાસેથી લઇ તે પર મેહેલ બાંધી રહ્યા છે. એવું સાંભળી રાજાએ વીચાર કર્યો, કે પેટ પાકયું ત્યાં પારો કયાં બાંધવો. આ મારો જુનો વજીર છે તે પણ એની તરફદારીમાં બોલે છે માટે ખાલી વીરૂધ વધારી શું કરૂ. એમ ધારી પોતાના મનમાં જે વાત કરવાની હતી તે બંધ રાખી. હવે મારૂજી પોતે પોતાના મહેલમાં ખાઇ પી મોજ મજા કરે છે. એમ કરતાં એક દીવસ પોતે પોતાની જન્માત્રી જોશી મહારાજને કહ્યું કે મહારાજ આપને અગીયારમું વરસ ચાલે છે. આપના ગ્રહો બળવાન છે પણ બારમું વરસ બેઠા પછી તરત તમારે વનવાસ જવું પડશે. એમ જોઇ દક્ષીણા લઈ ઘેર જતા હતા તેને દામાવંતી એ જોયા એટલે બોલાવીને પુછ્યું કે મહારાજ, કેમ પધાર્યા હતા જોશીએ કુંવરની જન્મોત્રી જોયાના સમાચાર કહ્યા તે પછી પોતાને ઘેર ગયા એટલે દામાવંતી પોતે મહા ચીંતા કરવા લાગી કે બારમું વરસ બેઠા પછી તો કુંવર વનમાં જશે તે પાછો જાણે ક્યારે

આવશે. માટે જો એનું વેવીશાળ કરી પરણાવી દીધો હોય તો તે પોતાની સ્ત્રી સાથે માયામાં પડે ને તેની દયા જાણી કોઈ દહાડો પણ પાછો આવે એવો વીચાર કરી પોતાની આશ્રીત એક બ્રાહ્મણ હતો તેને બોલાવીને કહે છે.

દુહો—બ્રાહ્મણ વીરારે તને વિનવુંરે, તું તો જાએ જો ગામો ગામરે; તું તો૦ કુંવર જેવી રૂડી કન્યા લાવજેરે મારૂ એટલું કરને કામરે મારૂ૦ ૩૮ રૂપે ગુણેરે કંઇ શોભતીરે તેમાં નાવે ખાંપણ કે ખોડરે; તેમાં૦ જેથી મારૂંરે મારો મોહી રહેરે. તેવી મેલવ જુગતી જોડ; તેવી૦ ૩૯ ગુણ નહીં ભુલું હું તો તાહરોરે, તને રાખીશ મારી પાસરે; તને૦ ધન આપુંરે જોઇએ એટલુંરે, તારા મનડાની પુરીશ આશ. ૪૦.

હામાવંતી કહે છે કે હે બ્રાહ્મણ વીરા તને વીનંતી કરીને કહું છું કે તને વાટે જે ખરચવા ધન જોઈએ તે આપું છઊ તે લઇને તું ગામે ગામ જઈ રૂડી રીતે શોધ કરો અમારા ઘર લાયક કોઇ કુળવાન રૂપવાન અને ગુણવાન કન્યા જોઇને તેના માબાપના પણ ગુણની તપાસ કરી મારા કુંવર ગજરામારૂજીનું વેવીશાળ કબુલ કરી પાછો અત્રે વહેલો આવજે હે ભાઇ, તું બહુ ચતુર છે માટે મારે મારૂજીનું મન રાજી થાય અને જોતાંમાંજ તરતજ મોહ પામે એવી એવી કન્યા સાથે સગાઇ કરી અત્રે આ આવા વધામણ, તો તેજ વેળા તને શેલા પાઘડીનો શિરપાવ તથા પુષ્કળ ધન આપી તારાં દરિદ્ર દુર કરીશ. એવું સાંભળી બ્રાહ્મણ કહે છે કે બાઇ સાહેબ તમારી પરીપૂર્ણ ખાત્રી છે માટે હાલ વાટ ખરચીનાં એકશો રૂપૈયા આપો એટલે તરત પંથે પડી. ગામોગામ શોધ કરી તમને મારૂજીને પ્રસન્ન પડે તેવી કન્યા ગુણથી ભરેલી અને તેવાજ કુળવાન છે. તથા સ્વભાવ પંણ ઘણીજ

ચતુર ને સારી વીદ્યા ભણેલી છે. તે સાંભળી બ્રાહ્મણ બહુ પ્રસન્ન થઇ વીચાર કરે છે કે દીન દયાળે મજ ગરીબ ઉપર બહુ કુશળ કુશળ છે તે મારૂજીને યોગ્ય છે. માટે ત્યાં જઇ મારાથી બનતો પ્રયત્ન કરૂં ને જો ગુલાબસંગને મારી વાત કબુલ કરે તો ભ્રમારે ભટકવું મટે ને વળી રૂડી કન્યા મળેથી મારૂં પણ દરીદ્ર દુર થાય. એવું ધારીને તે નગર ભણી ચાલ્યો જાય છે. હવે ગુલાબસીહજીની કુંવરી ચંપાદે એક સરખી પ્રસંગોપાત વાત થતાં બોલી કે હે બહેન મારી સાંભળવામાં આવ્યું છે કે માંડવધડ શેહેરમાં જસોજામ કરીને છે તેને સાત રાણીઓ છે તેમાં છ માનીતી ને સાતમી અણ માનીતી છે. તે રાજાને કાંઇ સંતાન ન્હોતુ માટે વનમા જઇને બાર વરસ સુધી જગેશ્વર મહાદેવ પાસે તપ કરયું ત્યારે મહાદેવજીએ પ્રસન્ન થઇ રાજાને દરશન દીધાં ને પુછયું કે તારે કેટલી રાણીઓ છે રાજાએ કહ્યું કે સાત રાણીઓ છે. એવું સાંભળતાં મહાદેવે તેને આંબા ઉપરથી સાત કેરીઓ પાડી મંગાવી આપાને કહ્યું કે આ તારી રાણીઓને ખવરાવજે તેથી તેં મને પુત્ર થશે. એવું કહી મહાદેવ અંતરધ્યાન થયા. ને રાજા પોતાને ઘેર આવ્યો તેણે પોતાની માનીતીને મહેલે ફળ આપી કહ્યું કે બધાં મળી સરખે ભાગે વહેંચી લેજો એટલે તમોને પુત્ર થશે. એમ કહી રાજા પોતાના ઓરડામાં ગયા એટલે માનીતીઓએ દમલબાજી કરી સાતે ફળ છ જણીઓ ખાઇ ગઈ ને તેનાં છાંતરાં ગોટલા બાર નાંખી દીધા. તે અણમાનીતી દાસી પાસે મંગાવી તેને વાટી તેની રાબ કરી પીધી ને શીવજી ઉપર ખરો ભરૂસો રાખીને તેથી તેને શીવજી પસન્ન થયા તેણે કરીને તેને દેવરૂપ કુંવર જનમ્યો છે. તેનું નામ ગજરોમાફ મહારૂપ ગુણને પરાક્રમનો ભંડાર છે. તે વર જેના પૂર્ણ ભાગ્ય હશે તેને મળશે. માનીનીએ દગો કરયે

તેથી તેને ખાંડીયા મેંડીયા ને લુલા લંગડા કુરૂપ કુંવર જનમ્યા છે એવી સખીને મોઢે વાત સાંભળીને ઉત્તર આપ્યા કે પ્રીય સખી? તું ખરૂં કહે છે. ઇશ્વરની અકળગતી છે. તેથી તેની ઇચ્છા હશે તેમ બનશે. એવી વાતો કરી રહ્યા પછી સખીયો પોતાને ઘેર ગઇ. એટલે ચંપાદેના મનમાં બહુજ મોહ લાગ્યો તેથી તે જગેશ્વર મહાદેવની સ્તુતી કરી કહે છે કે ભોળાનાથ તમે અનેક ભક્તોને વરદાન આપી તેઓના મનોરથ સફળ કર્યા છે. તેમ હું પણ તમને વીનંતી કરી કહું છું કે ગજરામારૂજીને મેં મારા મને કરીને વર્યો છે. માટે એજ વર મને દેજો. કદાપી એ વાતમાં મારો બાપ કાંઇ હરકત કરશે તો મારો પ્રાણ ત્યાગ કરીશ. એવી રીતનો નીશ્ચય કરી રહી છે. એટલામાં બ્રાહ્મણભાઇ તેજ નગરમાં આવી પોહોંચ્યો. તે ચંપાવતીના મ્હેલ નીચેથી નીકળ્યો. તે સમયે ઝરૂખામાં કુંવરીને દેવરૂપ બેઠેલી જોઇ ઘણું આશ્ચર્ય પામીને તેના મોં સામું એક નજરે જોઇ રહ્યો છે. તે જોઇ કુંવરી મહા ચતુર તેથી તેના મનમાં કારણ સમજીને પોતાની દાસીને આજ્ઞા કરી કે પેલો બ્રાહ્મણ ઉભો છે. તેને બોલાવ. એવું સાંભળી દાસી તરત જઇને બોલાવી લાવી એટલે તેને માન દઇને આસન આપી બેસારીને પુછે છે.

દુહો—કીયારે મુલકથી આવીયારે, તમે ક્યારે મુલકમાં જાઓરે; તમે૦ કહોને કોની જુવો છો વાટડી, વીરા સા કામે ખોટી થાઓરે; વીરા. ૪૫

ચંપાદે કહે છે કે હે મહારાજ! તમે કયે મુલકથી આવ્યા ને ક્યાં જાઓ છો? આ શેહેરમાં તમારે કોની સાથે કામ છે સત્ય કહો તે સાંભળી બ્રાહ્મણ કહે છે.

દુહો—ઉત્તર ખંડથી આવીયારે. અમે મુલક જોવાને કાજરે; અમે૦ જોયું નગર અતીશે આ શોભતું તેવો ગુણવંતો હશે રાજરે; તેવો. ૪૨.

બ્રાહ્મણ કહે છે હે બાઈ! હું ઉત્તર ખંડમાંથી મુલક જોવા નીકળ્યો છું તે કેટલાંક શહેર જોયાં પણ આ શેહેરની શોભા સારી જોઇ વીચાર કર્યો કે જેવી શેહેરની શોભા છે તેવો રાજા પણ ગુણવાન હશે તેથી તેની પ્રજા પણ સુખી હશે, એમ વીચાર કરતો હતો. એટલામાં તમે બોલાવ્યો એટલે તમારી પાસે આવ્યો. બાકી આ શેહેરમાં મારે કોઇ સાથે ઓળખાણ નથી. એવી વાત સાંભળી ચંપાદે પોતાના મનમાં વીચાર કરે છે કે, આ કોઈ રાજાનો મોકલેલો લગનીયો બ્રાહ્મણ ઘણો ચતુર છે, તેથી કોઇ રાજપુત્રનું વેવીશાળ કરવા સારૂ નીકળ્યો છે. પણ એ પોતાના મનનો ખરો વીચાર જણાવતો નથી. માટે એને સમ દઇને પુછું એટલે તે સત્ય બોલશે.

દુહા.—શારે કામે તમે આવીયારે તે તો સાચું બોલોને આપરે; તેતો૦ જુઠું બોલો તો મારા સમ છે, તમને સ્ત્રી હત્યાનું પાપરે; તમને. ૪૩.

ચંપાદે કહે છે કે મહારાજ તમે આ શહેરમાં શા કામે આવ્યા છો તે સાચું ન કહો તો તમને મારા સમ છે અથવા સ્ત્રી હત્યાનું પાપ છે. એવું સાંભળી બ્રાહ્મણ કહે છે.

દુહા—સાચુ કહું છું તે સાંભળી, તમને મોહરૂપી વાગશે બાણરે; માંડવગઢથી હું આવીયો; રૂડી કન્યા જોવાને કાજરે, રૂડી કન્યા. ૪૪ કોઇ નથી મારે જનમીઓરે કોઇ નથી સાણેજ્યો કાનરે

નામ સાંભળી નારી ટળવરે બહુ વાગે તે મોહના બાણુરે બહુ વાગે તે મોહના બાણ. ૪૫.

બ્રાહ્મણ કહે છે હે કુંવરી તેં મને આકરાસમ દઇ પુછયું માટે તને સત્ય કહું છું કે હું માંડવગ્રડના રાજા જાસાજામના પુત્ર ગજરામારૂજી સારૂ રૂપાળી અને ગુણવાન કન્યા જોવાને નીકળ્યો છું. કેમકે મારૂજી રૂપ ગુણમાં અને વીદ્યા ચતુરાઇમાં ચોતરફ પંકાએલા છે. તેથી એનાં વખાણ કરવાની જરૂર પડે તેવું નથી. જો તેના રૂપ ગુણનું વર્ણન કરૂં વા તું બહુ મોહીત થાય તેથી મુરછા આવે એવું સાંભળી ચંપાદે મોહ પામીને વીચાર કરે છે જે આજ કાલ ગજરામારૂજી બહુ રૂપવાન તથા ગુણવાન સંભળાય છે. ને મેં તો તેના નામનીજ તારીફ સાંભળી છે. માટે તેજ હશે કે બીજો હશે, તે બ્રાહ્મણ પાસે નામ દેવરાવ્યા વગર શી ખબર પડે, માટે ફરીથી બ્રાહ્મણને પુછે છે.

દુહો—કેઇરે જનેતાએ પુત્ર જનમીયોરે, એતો કીયારે રાજાનો કુમારરેઃ એતો૦ સાચું બોલોને બાંધવ માહરા, તુંને આપું એકાવન હારરે; તુને૦ ૪૬ વચન સુણીને વીહળ થઇરે, મારૂં મનડું તે નવ રેહે ધીરરે; મારૂં૦ વરમાળા ઘાલુંરે હુંતો હેત સુરે કરી રાખું નણદલ કેરો વીરરે; કરી રાખું૦ ૪૭

કુંવરી કહે છે હે મહારાજ એવો કઇ માતાએ પુત્ર જન્મ્યો છે કે જેનું નામ ગરપણ તારીફ સાંભળતાં મારૂં મન મોહ પામી ગયું છે. તેથી હવે વધારે વાર ધીરજ રેહેતી નથી. માટે ઝટ નામ દો કે તે સાંભળીને મારૂં મન કાંઇક શાંત પામે ને પછી તેને મારો પ્રાણ પતી કરવાને તૈયાર થાઉં એ!! હીરાની કુંવરીની

આતુરતા જોઇને બ્રાહ્મણ કેહે છે હે કુંવરી સાંભળ.

દુહા—કુંવર છે રાજા જસાજામનોરે, એનું માંડવગઢ છે ગામરે; એનું૦ એતો દામાવંતીનો દીકરો એનું ગજરોમારૂજી છે. નામરે; એનું૦ ૪૮ ગોર પુજી હશે પ્રીતથીરે, તેતો પામશે એ ભરથારરે તેતો કાંઇ સફળ જન્મ થશે તેહનો; તેનાં ભાગ્ય તણો નહી પારરે, તેના ભાગ્ય તણો નહી પાર૦ ૪૯.

હે કુંવરી માંડવધડના રાજા જસાજામની અણમાંનીતી રાણી પણ પતીવ્રતા અને નીતી ભક્તી ને પાળનારી એવી જે; દામાવંતી નામે રાણી છે. તેને જગશ્વર મહાદેવે પ્રસન્ન થઈને દેવ રૂપ કુંવર આપ્યો છે. ને તેનું ગજરોમારૂજી નામ રાખ્યું છે. માટે જેણે પેલે ભવ પુરણ તપ કર્યું હશે તથા આ ભવમાં ગોરની પુજા કરી નાના પ્રકારનાં વ્રત કર્યાં હશે તે સ્ત્રી ગજરામારૂજી ભરથાર પામશે. એવાં વચન સાંભળી ચંપાદે પોતાના મનમાં ઘણો હર્ષ પામી અને પરમેશ્વરની સ્તુતી કરી કેહેવા લાગી.

હે પરમેશ્વર, મેં તમારી સાચા દીલથી ભક્તી કરી તેથી મારા મનમાં જે વરની ઇચ્છા હતી તે પ્રાપ્ત થવાનો સમય નજીક આવ્યો છે. પણ તે કૃપા કરીને નીરવીઘ્ને પાર પાડી મારા બાપના મનમાં પ્રેરણા કરજે. એવી પ્રાર્થના કરીને પછી બ્રાહ્મણને દક્ષણાથી સો મોહોર આપીને કહ્યું કે મહારાજ તમે મારા પીતાની પાસે જઇને યુક્તીબંધ વાત કરી તેમનો ભાવ ચોટે ને એ વેવીશાલ કબુલ કરે એવું કરજો તે સાંભળી બ્રાહ્મણ કહે છે તે તમારે કશી ચીંતા કરવી નહીં. ઇશ્વર પરમ દયાળુ છે. તેથી રૂડું સારૂં કરશે. એવું કહી રાજસભામાં આવી ઉભો રહ્યો; ને રાજાની

પોતા સામી નજર થએલી જોઇ આશીરવાદ દીધો. એટલે રાજા પોતે મ્હો ચતુર તેથી તરત ચેતી ગયો. કે આ કોઇ પરદેશી બ્રાહ્મણ કંઇ કામ સારૂ મ્હારી પાસે આવ્યો હોય એમ જણાય છે. પછી રાજાયે તેને આદરમાન દઇ પોતાની પાસે બોલાવી આંસન આપી બેસાડયો, પછી તેના કુશળ સમાચર પુછીને કહ્યું કે, હે બ્રહ્મદેવ. આપ કીયે દેશથી શા કારણ માટે અત્રે પધારયા છો તે કહેશો? તે સાંભળી બ્રાહ્મણ કહે છે કે, મ્હારાજ? માંડવઘડમાં જશોજામ રાજા રાજ કરે છે, તેના પુત્રનું વેવીશાલ કરવાને નીકળ્યો છું તે જ્યાં લખીત હશે ત્યાં યોગ બનશે. તે સાંભળી રાજા ગુલાબસીંગ કહે છે કે મારા સાંભળવામાં એમ આવે છે જે. જસાજામની સાત રાણીને સાત પુત્ર થયા છે, તેમાં કોઇ મુંગો, ૧ કોઈ બેહેરો ૨ ચીબો, ૩કાને બુચો, ૪ તોતડો, ૫ લંગડો, ૬ અને વાંદરા જેવા મ્હોં વાળો, ૭ એવા અતી કદ્રુપા અને છેક મુર્ખા છે, તેવાને પોતાની દેવરૂપ અને ગુણવાન કન્યા કોણ આપશે? તે સાંભળી બ્રાહ્મણ કહે છે કે. મહારાજ! આપ કહો છો તે સર્વ સત્ય છે, પણ હું જેનું વેવીશાળ કરવા આવ્યો છું. તે જશાજામની સાતમી રાણી દમાવંતીનો પરમ દયાળુ તથા પરોપકારી, પરમ દુઃખ ભંજન. નીતી ભક્તીવાન, અને રૂપવંતી છે, તેથી તેની ઉપર જગેશ્વર મહાદેવ બહુ કૃપા કરી રત્ન જેવો તેજસ્વી પુત્ર આપ્યો છે, તેમ ભણેલા પણ બહુ સારો છે. એવી રીતે વખાણ સાંભળીને રાજાયે પોતાની રાણી પાસે જઇ સરવે સમાચાર કહ્યા ત્યારે તેણે ઉત્તર આપ્યો કે, મેં પણ દમાવંતીના પુત્ર ગજરાકુંવરજીની બહુ કીરતી સાંભળી છે, પણ તે અણમાનીતી છે તેથી તેની પાસે રીધ સીધ ક્યાંથી હોય અને મારી પુત્રીને સુખ શી રીતે

મળે. તે સાંભળી બ્રાહ્મણે સમ ખાઇને કહ્યું કે બાઇ સાહેબ? ઇશ્વર આજ્ઞાથી સાચું કહું છું કે દમાવંતી અણુમાનીતી છે ખરી, પણ તેનો ભાઇ સાલાસુલા બહુ હુશીયાર અને ધનવાન છે, તેથી તે પોતાની બહેન દમાવંતીની સારી બરદાસ લે છે, તેમ રાજા પણ તેને ખરચવા સારૂ જે જોઇયે તે આપે છે માટે તે વીષે બે ફીકર રહેવું પછી તો તમારુ ધ્યાન પોહોંચે તેમ કરો. તે સાંભળીને રાણીએ ચંપાવતીને પુછ્યું કે હે પુત્રી? આ બ્રાહ્મણ માંડવ ધડના રાજા જશાજામના પુત્ર ગજરામારૂનું વેવીશાળ કરવા આવ્યો છે તે બહુ તારીફ કરી કહે છે કે "ગજરામારૂજી સર્વ સદ્ગુણથી ભરપુર, મનનો ઉદાર અને મહાવીદ્વાન છે તેમ સ્વરૂપમાં કામદેવ સરખો કાંત્તીમાન છે. માટે જે કન્યા પરીપુર્ણ ભાગ્યવાન હશે તેજ એ કુંવરને વરશે." એવી રીતે આ બ્રાહ્મણ વખાણ કરે છે, માટે જો તારી મરજી હોય તો આપણે એ વાત કબુલ કરી શ્રીફળ આપીયે. તે સાંભળીને ચંપાવતીને અત્યંત આનંદ થયો તોપણ પોતાની માતુશ્રીની મર્યાદા રાખી બોલી કે" હે માયાળુમાજી, મારુ વેવીશાળ કરવું કે લગ્ન કરવું એ વીષે તમે તથા મારા તીર્થરૂપ પીતાજી વીવેક સાગર અને મહા વીચારવંત છો માટે જેમ તમારી બેઉની નજરમાં આવે તેમ કરવાને તમેજ મુખ્તીયાર છો, જે તમે કરશો તે રૂડુંજ કરશો એ વીષે હું બાલકી શું જાણું? એવી રીતના કુંવારીનાં વચન સાંભળીને તરત પોતાના પતીને કહ્યું કે હે સ્વામીનાથ; આ બ્રાહ્મણ માંડવધડથી જશાજામના પુત્ર ગજરામારૂજીનું વેવીશાળ કરવા નીકળ્યો છે. ને બહુજ વખાણ કરે છે માટે જો આપની આજ્ઞા હોય તો ચંપાદેનું વેવીશાળ કરીને બ્રાહ્મણને શ્રીફળ આપીયે. તે સાંભળી રાજાયે તેના મોં સાપું જોયું તો તેનું મન

પ્રફુલ્લ દીસવા લાગ્યું એવી રીતે રાજા રાણીયે પરીક્ષા કરી પોતાની પુત્રીનું વેવીશાલ કબુલ કરીને તેને શ્રીફલ તથા દક્ષીણા આપી બ્રાહ્મણને વીદાય કરયો, તે થોડા દીવસમાં માંડવગઢ આવો તરત હસ્તો હસ્તો દામાવંતીને મ્હોલે ગયો તેને જોઇ દમાવંતી પુછે છે કે કેમ ગોર મહારાજ! આજે તો ખૂબ પ્રસન્ન જણાઓ છો તે શું કામ ફતેહ કરી આવ્યા? તે સાંભળી ગોરે સરવે બીના કહી તે સાંભળી પોતે પ્રસન્ન થઇને તત્કાળ ગોરને પાંચશે સોના મ્હોરને પાંચ વસ્ત્ર આપ્યાં, એટલે ગોર બહુરાજી થઇને કહે છે કે 'હે બાઇ સાહેબ આપની ઉપર જગેશ્વર મહાદેવની ઘણીજ કૃપા છે માટે તેના પ્રતાપથી કમળાવતી નગરીના રાજા ગુલાબસીંહજીની પુત્રી ચંપાદે નામ રૂપ ગુણથી ભરપુર છે તેથી આપના કુંવરને બહુ પ્રસન્ન પડશે એમ કહી ગોરે આજ્ઞા માગી એટલે તેને ગોળ ધાણા તથા સાકર ખવરાવી મીઠું મોહો કરાવી વીદાય કરયો. ને પછી પોતાના દાસ દાસીયે વગેરે સરવેના મ્હો ગોળ ધાણા તથા સાકરથી મીઠાં કરીને પ્રસન્ન કરયા એ વાતની જસાજામને કંઇ ખબર નથી. પણ ગજરા મારૂજીયે માંડવગઢનાં તેમજ આસપાસના ગામોને દાન માન આપી સર્વજનોને પ્રસન્ન કરયા હતા. તેથી તેની કીરતી ચોતરફ ફેલાઇ ગયેલી હતી તેથી જ્યાં સરવે લોકોને મોહોડે મારૂજીનીજ તારીફ સાંભળી એટલે જસોજામ બહુજ ક્રોધાતુર થઇને પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો કે આજ કાલ મારા પુરવાસી લોકો જ્યાં ગજરામારૂની બહુજ તારીફ કરે છે, માટે એણે ન્હાની ઉમ્મરમાં મ્હોટું નામ મેલવ્યું નેથી એ કોઇ દીવસ મને પણ નડીને મારી ખરાબી કરે એમાં કાંઇ શક નથી. માટે કાલે ખુબ તાકીદ કરીને એને વનવાસ કહાડું. તો મને કશી વાતનું

નડતર ન થાય. એવી રીતે નીશ્ચય કરીને પોતાની દાસીને કહ્યું કે આપણી ઘોડારમાંથી એક કાળો ઘોડો અને કાળાં વસ્ત્ર એઉ વાના લઇને આજે એક પોહોર રાત રહે તે વેળા કોઇ ન જાણે એમ ગજરામારૂના મોહોલના બારણા આગળ જઇને ઓટલા પર થાંભલા સાથે આ ઘોડો બાંધીને કાળાં વસ્ત્ર તેના બારણા આગળ મુકજે તે પછી કોઇ ન જાણે એમ પાછી મને આવીને સમાચાર કહેજે, એવો હુકમ સાંભળી દાસીયે કહ્યા પ્રમાણે કામ કરીને પાછા રાજાને સમાચાર કહ્યા કે મહારાજ આપના ફરમાન મુજબ કામ કરી આવી છું. એમ કહી દાસી પોતાને ઠેકાણે ગઈ. પછી રાજા વીચાર કરે છે કે જો ખરા ટેક વાળો હશે તો હવે પછી મ્હારા નગરમાં ઉભો નહી રહે. એવો નીશ્ચય કરયો. એટલે મારૂજી પોતાના નીત્યના નીયમ પ્રમાણે પરોઢીયે ઉઠીને બારીએ આવી ઉભા રહ્યા તો પોતાના બારણા આગળ કાળો ઘોડો બાંધેલો જોયો તે ઉપર કાળા રંગનાં વસ્ત્ર મુકેલાં હતાં તે જોઇને તત્કાળ વીચાર કરયો કે આ ઘોડો અને કાળાં વસ્ત્ર મહારા પીતાજીયે મને વનવાસ કાઢવા સારૂ મોકલ્યાં છે. તે મ્હારે કબુલ કરીને જવું જોઈએ જો ન જાઉં તો મ્હારી માની કુખ લાજે માટે હવે અહીં રહેવામાં મારી આબરૂ નહીં એવો નીશ્ચય કરી ઝાડે જઇ આવીને દાતણ પાણી કરીને કબાટમાંથી પોતાની જન્મ પત્રીકા કાઢીને પોતે ગ્રહ તપાસ્યા તો તેમાં પણ વનવાસનો યોગ તેજ દીવસે હતો પછી ખરી ખાત્રી થયો મ્હેલને પાછલે બારણેથી જન્મોત્રી કરનાર જોશીને બોલાવી જન્મ પત્રીકા દેખાડી કે કેમ જોશીજી મહારાજ હાલમાં મ્હારા ગ્રહ કેવા છે. તે સાંભળી જોશીએ ગ્રહ જોઇને કહ્યું કે હે મારૂજી હાલમાં રાહુ મંગળ અને શની એ ત્રણે વાંકા છે તેથી

તમારા પીતા તમારી ઉપર કોપ કરી આજ કાલમાં જરૂર વનવાસ કાઢેશે. પણ બીજા ગ્રહ સારા છે. તેથી તમારે કશી ચીંતા નથી, તમારી જન્મોતરીમાં એવું લખ્યું છે કે બાર વરસ પુરાં થયેથી તત્કાળ વનવાસ ભોગવવો પડશે. માટે એ મુદત આજે પુરી થઇ છે, તેથી તમારા કમનસીબ યોગે આજે દિવસ ઉગ્યા પહેલાં મારા ન કરવી. જ્યાં જશો ત્યાં ફતેહ મેળવીને પાછા લાભ અને જશ મેળવીને પોતાને ઘેર આવશો. માટે હાલમાં બારમું વરસ દેશવટો દેવરાવશે. તે સાંભળી જોશીને દક્ષીણા આપી વિદાય કરીને નીલનો પોશાક બદલી કાળાં વસ્ત્ર પેહેરીને કાળા ઘોડા ઉપર બેસીને પોતાની માતા પાસે આજ્ઞા માગવા સારૂ આપે છે. તેને છેટેની કાળાં વસ્ત્ર પેહેરી કાળા ઘોડા ઉપર બેઠેલો જોઇને પેટમાં અત્યંત ફાળ પડી કે આજે કુંવરજી કાળો પોશાક પહેરીને કેમ આવે છે? એટલામાં મારૂ નજીક આવ્યા તેને જોઇને દામાવંતીની આંખોમાંથી અષાડા મેઘનાં નેવાં પડે તેરી રીતે આંસુની ધારા ચાલીયો. મુખે કાંઇ બોલી શકાતું નથી તોપણ રડતાં રડતાં પુછે છે કે અરે લાડકડા પુત્ર! તેં ક્યાં જવાની તઇયારી કરી છે? તે ઝટ કહે. હવે એક ક્ષણ વારની મ્હારા મનમાં જરાય ધીરજ રહેતી નથી. માટે તું બોલ્ય. તોય કુંવર બોલતો નથી. એટલે માતા કહે છે.

**દુહો.**—કોનાં ફોડયાંને કોનાં ઢોળીયાંરે, કુંવર કોનો કર્યો ભંજવાડરે; કુંવર કોનો કર્યો ભંજવાડરે કાળે ઘોડેને કાળે લુગડે, જોઈ લાજી મરે રજવાડરે; કોઇ લાજી મરે રજવાડ. ૫૦

દામાવંતી કહે છે કે હે મ્હારા વહાલા અને લાટકડા પુત્ર! એવો તેં શો અપરાધ કર્યો છે જે તારે કાળો પોશાક પેહેરીને કાળે

ઘોડે બેસી વન જવા નીકળ્યો છું. અરે પુત્ર તું મને વેહેલું કહે કે મારાથી બને તે ઉપાયો કરૂં. હું મુળથી અણમાનીતી છઉં પણ તારો જન્મ થયા પથી હું કશાય દુઃખને સંસારી દુઃખ નથી કરતી, પણ જો તું મને મુકી વનમાં જાય તો તારા વિયોગથી મારે શી રીતે દીવસ કાઢવા. અરેરે! આ જગતના લોક મને તરેહવાર બોલશે વળી તારો બાપા મને સાલોસુનો ઠપકો દેશે, માટે જે હોય તે ખરૂં કહે. જો બીજા કોઇએ વીના અપરાધે તને કશી રીતે દુભ્યો હોય તો તારા મામાને બોલાવી તેનું મુળ કાઢી નંખાવું. માટે તને મ્હારા સમ છે જે હોય તે સાચું કહે, તે સાંભળી મારૂજી વીચાર કરે છે કે "મારી માતાની મારી ઉપર ઘણી મમતા માટે જો મ્હારા પીતાનો વાંક કાઢીશ તો તે ઘણું ઓછુંલાવી સુરાપો લાગશે, જે જે માણસોના નસીબમાં સુખ દુઃખ લાભ અને ખોટ લખ્યા પ્રમાણે અવધીયે ભોગવવાં પડે છે, તેમાં બીજા કોઇને દોષ ન દેવો, એવો વીચાર કરીને પોતાની માયાળુ માતાજીને કહે છે.

**દુહા**—નથીરે દોળ્યાં નથી ફોડીયાંરે, મેંતો નથી કર્યો ભંજવાડરે, પુત કાળે ઘોડેને કાળે ઘોડેને કાળે લુગડે૦ આવી પહોંચી કરમની આડરે, આવી પહોંચી કરમની આડરે; આવી પહોંચી કરમની આડરે; જોશીયે કરીતી જનમોતરીરે૦ તેમાં લખ્યા હતા લેખરે તેમાં બારમે વરશે જરૂર વન ચાલશે૦ તેમાં મિથ્યા નહીં મીન મેખરે, તેમાં મિથ્યા નહીં મીન મેખ; માટે વ્હાલી મારી માવડીરે મુને ઝટપટ આપજો શીખરે૦ મુને ક્ષણ રેહેવું ગમતું નથી શેહેરમાં; હુંતો દેખું હલાહલ વીઝે૦ હુંતો. ૫૩

ગજરેમારૂજી કહે છે કે મેં કોઇનો કશી વાતનો અપરાધ કર્યો નથી, તેમ મારે કોઈ સાથે કશી વાતનું વેર નથી પણ મારી જન્મોતરીમાં એવું લખ્યું છે કે બારે વરસ પુરાં થયેથી તત્કાળ વનવાસ ભોગવવો પડશે, માટે એ મુદત આજે પુરી થઈ છે. તેથી મારા કમનસીબ યોગે આજે દિવસ ઉગ્યા પહેલાં મારા મેહેલના ઓટલા આગળ કાળો ઘોડો થાભલા સાથે બાંધીને તેની ઉપર વનવાસમાં પેહેરવાનો કાળો પોશાક તઇયાર મુકેલો હતો તેથી હું ઉઠયો તેવોજ વસ્ત્ર સુદ્ધાં ઘોડો મારી નજરે પડયો તે પછી દાતણ કરી મોહો ધોઇને આ પોશાક પેહેરી આપની પાસે આગ્ના માગવા આવ્યો છુ ને જો આપ ઝટ વીદાય કરો તો હું મારે રસ્તે પડું. જો લખીત હશે તો પાછો આવી તમારી સેવા કરીશ. ને કદાપિ દૈવયોગે પાછો મીલાપ ન થાય તો તમે મારો જન્મ થયા પછીથી તે આજ સુધી મારા ઉપર જે મમતા રાખી મને પાળીપોષી મ્હોટો કરતાં જે જે કષ્ટ પડયું છે તે હું સમજુ થયા પછી બધું મારા ધ્યાનમાં છે માટે મારી માયાળુ માજી હું જીવું ત્યાં સુધી આપનો અત્યંત ઉપકારી સેવક છું, પણ આ વખત તમારાથી જુદો પડું છું માટે મારા સરવે અપરાધ ક્ષમા કરજો એમ કહી માતાને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યો તે જોઇ દામાવંતીની આંખ્યોમાંથી અશાડો મેઘ તુટી પડયો. કુંવરનાં મધુરાં વચન સાંભળીને મુરછા આવી તેની કેટલીકવારે સુદ્ધી આવ્યા પછી પોતાના કુંવરને રડતી રડતી કહે છે.

દુહો.—તમેરે ચાલ્યા મારૂ ચાકરીરે હવે અપને કુનો આધારરે
હવે દુઃખની વાતો કોને કીજીયે મ્હારી કુણ તે કરશે વારરે
મારી ૫૪

દામાવંતી કહે છે હે પુત્ર! તારા આનંદ યુક્ત મુખને જોઈ આંનંદથી દીવસ કાઢતી હતી. તે હવે તારા વીયોગથી શી રીતે દુખના દીવસ ગત કરૂં અરેરે! હું કેવી અભાગ્યણી જે મને પોતાના પતીનું જરાએ માન નહીં તેનું મન વાળવા જગેશ્વર મહાદેવે તારા સરખો રત્ન તુલ્ય પુત્ર આપ્યો તેથી બીજા દુખ વીસારી મુક્યાં હતાં પણ હવે તું વનમાં જાય તો હું શી રીતે દીવસ ગુજારૂં. અને મ્હારાં દુખની વાત કોને કહું. એવી રીતે માતાનાં દીલગીરી ભરેલાં વચન સાંભળીને ગજરોમારૂજી દીલાસો આપી કહે છે.

**દુહો**—તમને સોંપીરે સમરથ સાસરીરે માતા સુંપી મહીયરની વાટરે માતા અહીંયા રહોને તમે સુખથી પીયર ગયે ઉચ્ચાટરે પીયર ગયે મટે ઉચ્ચાટરે પીયર ૫૫.

કુંવર કહે છે કે હે માતાજી અત્રે સાસરીમાં તમને પતીના માન વગર બીજાં બધાં સુખ છે. તેમ પીયરમાં તમારો ભાઈધનવાન ઉદાર દયાળુ ને માયાળુ છે માટે તમને કશી વાતનું દુખ પડવા નહી દે એવું સાંભળી માતા કહે છે.

**દુહો**—સાસરીમાં પતી રૂસણુંરે મારા પીયરમાં ભોજાઇ ધાંઠરે મારા પ્રાણ આધાર તું ચાલીયો મારા જીવતરમાં ઉઠી વાટરે મારા જીવતરમાં ઉઠી વાટ. ૫૬

હે કુંવર તું મને સાસરામાં રહેવાનું કહે છે તે ખરૂં, પણ નારા બાપનું હેત મ્હારા ઉપર કેવું છે તે સારી પેઠે જાણે છે. વળી પીયરમાં રેહેવાનું કહે છે તે ઠીક છે. કેમકે મારો ભાઇ મ્હારી ઉપર ઘણીજ માયા રાખે છે :પણ મારી ભોજાઇનો સ્વભાવ

આકરો છે તેથી તે કોઈ સમયે આકારા બોલ બોલે તો મ્હારાથી વેઠાય નહીં. વળી સાસરીયામાં રહું કે પીહરમાં જાઉ તો પણ તારી માયા મને એક ક્ષણવાર વીસરશે નહીં. તારા વીયોગ દુઃખથી મને ભોજન ભાવશે નહીં. તેમ નીદ્રા પણ આવનાર નહીં, માટે મારા દુઃખ વીરામ દીકરા તને મ્હારી દ્રષ્ટીથી દુર જવા દેનાર નથી, એમ કહીને અત્યંત રૂદન કરવા માંડયું તે જોઇ, કુંવરજી કહે છે કે હે પરમ દયાળુ ને માયાળુ માજી! તમારા ખરા અંતઃકર્ણની માયા મ્હારી ઉપર કેટલી છે તે હું સારી પેઠે જાણું છું ને મારા વીયોગથી તમને જે દુઃખ થનાર તે પણ સારી પેઠે જાણું છું. માટે તમને મુકી દુર ન જાઉં પણ મ્હારી જન્મોત્રીમાં લેખ લખેલો છે કે બારમું વરસ પુરૂં થતાં જરૂર વનવાસ જવું પડશે તે વાત તમારાથી અજાણી નથી. વળી તીર્થરૂપ પીતાજીની પણ એવી મરજી જણાય છે કે મને વનમાં મોકલવો તે જો ન જાઉ તો મને અને તમને સુખે રેહેવા દેશે નહીં. તે સારૂ મ્હારાયા જોશીયે કહ્યુ તે કે તમે વનવાસ નીકળી જ્યાં જ્યાં જશો ત્યાં ત્યાં લાભ અને જશ મેળવી કુશળ કલ્યાણથી પાછા ઘેર આવશો. એવી રીતનો ગ્રહયોગ છે માટે મ્હારી કશી ચીંતા ન કરવી. જો તમે આજ્ઞા આપો તો હું પંથે પડું એવી રીતે કુંવરનાં વચન સાંભળીને માતા વીચાર કરે છે કે મ્હારો પુત્ર બુધ્ધિનો સાગર છે તો પણ બાલહઠ કરે છે તેથી તે હાલ મ્હારુ વચન માનતો નથી, માટે જો આ હકીકતનો પત્ર લખી એક સ્વારીને હમણાજ પવન વેગી સાંઢ ઉપર બેસારીને મ્હાર ભાઈ સાલા સુલા પાસે પત્ર મોકલું તો તેને ખબર થાતાં તે હ-

જાર કામ પડતાં મુકી આજે રાતની રાતમાં મ્હારી પાસે આવીને પોતાના ભાણેજને શીખામણ પણ દઇ વનવાસ જતાં અટકાવશે. અથવા તેમ નહી માને તો મ્હારા ભાઈને કહીને આજે રાતમાંજ એનાં લગ્ન કરાવું એટલે માયામાં નાખી રોકી રાખશે. એવી રીતે પોતાના મનમાં પકો વીચાર કરીને પોતાના લાડકડા કુંવરને કહે છે.

દુહો.—આજનો વાસોરે રહો મ્હેલમાંરે, તમને વાહાણમાં દેશુ શીખરે; તમને૦ ના કહ્યા ઉપર નીસરે, તો હું ઘોળીને પીઉં વીખરે; તો હું ઘોળીને. ૫૭

દામાવતી કહે છે કે હે પુત્ર મ્હારે જે જે તને કેવાનું હતું તે બધુંએ તને કહ્યું તો પણ તું મ્હારી કશીએ વાત માનતો નથી તો પણ મ્હારાથી તારી માયા મુકાતી નથી માટે હે પુત્ર તું પણ આજની રાત મ્હારી પાસે રહી કાલે વ્હાણમાં જજે એટલું વચન તો તારે જરૂર માનવું જોઇએ. એમ કરતાં જો નહીં માને તો આ ક્ષણે ઝેર ઘોળીને પીશ તો તને મ્હારી હત્યા લાગશે. એવી રીતે માતાની મમતા જોઇ કુંવરના મનમાં બહુજ દયા આવી તેથી એક રાત રહેવાનું વચન આપ્યું એટલે કુંવરને કહે છે કે હે પુત્ર ઉનુ પાણી તઇયાર છે. માટે તું નાઇલે એમ કહી પોતાના સેવકો પાસે નાના પ્રકારના સુવર્ણના બાજટ ઉપર બસાડી સારી રીતે ચોળીને નવરાવ્યો એટલે રસોડામાંથી રસોઇઓ કહે છે કે હે બાઇસાહેબ રસોઈની સરવે સાંમગ્રી તઇયાર છે માટે કુંવરજીને લઇ જમવા વહેલાં પધારો, તે સાંભળી માઋજી પીળુ પીતાંબર પહેરીને રસોડા આગળ સુવાસીક ચંદનના પાટલા ઉપર બેઠા એટલામાં માતા પણ નાઇ વસ્ત્ર બદલી કુંવર પાસે આવી બેઠી એટલે કુંવર કહે છે કે આવો

મ્હારી માઆળુ માજી ? આપણે બે ભેળાં બેશી ભોજન કરીએ; તે સાંભળી માતા પ્રસન્ન થઇ પુત્ર સાથે બેશી જમતાં જમતાં કહે છે કે અરે લાડકડા, આજે તો તારો મારો સંજોગ છે માટે બધી ચીંતા દુર છે. માટે તારી સાથે ધરાઇને જમું છું. તું પણ જે જોઇએ તે પદાર્થ માગી સારી રીતે જમજે, વળી પરમેશ્વર ભેગાં કરશે ત્યારે થઇશું; એવું સાંભળી કુંવર કહે છે કે માજી આજનુ સર્વ ભોજન અતી ઉત્તમ છે તેવું સ્વાદિષ્ટ પણ છે. તે જમી પ્રસન્ન છું. એમ વાતો કરતાં બેઉ જણ રૂચી પ્રમાણે જમી રહ્યા એટલે સેવકે પાનનાં બીડાં એલચી લવીંગ સોપારી કાથો ચુનો વગેરે નાખી બનાવીને તુરત આપ્યાં ને બેઉ જણાંએ ખાધા પછી બીજા સેવકોને જમવાની આજ્ઞા આપીને પોતે પોતાના સુવાના ઓરડામાં આવીને એક કોચ ઉપર પુત્રને સામો બેસાડી પોતે બેઠી એટલે કુંવર કહે છે કે માતાજી મારે વનજવાનો કાળો ઘોડો તથા કાળો પોશાક ગુપ્ત ઠેકાણે રખાવજો કેમકે હું તમારી પાજે આજનો દિવસ ને આજની રાત રહેવાને કબુલ થયો છે એ વાત કોઇ જાણે નહી તેમ થવું જોઇએ; તે સાંભળી માતાએ સર્વે બંદોબસ્ત કર્યો. પછી પરસ્પર વાતો કરતાં રાત્રી પડી એટલે પાછા રૂચી પ્રમાણે વાળુ કરી પાછા શયન ઘરમાં જઇ મા દિકરો વાતો કરે છે એટલે એક પહોર રાત ગઇ ત્યારે કુંવરને નીદ્રા આવી તેથી તે પોતાના પલંગ ઉપર સુઇ ગયો તે થોડીકવારે ભરનીદ્રાવશ થયો; એટલે દામાવતીએ વીચાર કર્યો કે હવે બેશી રહે કાંઇ સીદ્ધી નથી માટે મારે જેજે ઉપાય કરવાના તે કુંવરના ઉઠયા પહેલાં કરી લઉં, એવો નિશ્ચય કરીને મધ્ય રાત્રી થઇ એટલે સરવે લોક નીદ્રાવશ થયાં ત્યારે દામાવતી ઓરડો બંધ કરી પોતે એકલી રૂડીઆ રબારી પાસે જવા-

ને નીકળી તે તરત રબારીને ઘર પહોંચી પણ તેનાં બારણાં બંધ હતાં તેથી પોતે રૂડીયાને હાંક મારી તોપણ કોઈએ ઉત્તર ન આપ્યો એટલે વળી દામાવતી કહે છે.

દુહા.—રૂડીઆ રબારી વીરા વીનવુંરે હુંતો તુજથી નાનેરી લાગું બેનરે; હું તો૦ કામની છે મ્હારે ઓપટી માટે આવી છું આઝમરેનરે માટે આવીછું આઝમ રેન. ૫૮ ઝટપટ ઉઠી તુંતો જાગજેરે, કાંઈ લાવી મારા પર મહેરરે. કાંઈ મ્હાંના માગ્યા મુંલ આપીએ, તુતો જાય જો અમનગર શહેરરે, તુંતો૦ ૫૯ કુંવર વીદેશ મ્હારો જાય છેરે કાંઈ જોબન બાળે વેશરે કાંઈ૦ સાલાસુલા- ને જઈ એમ કહેજે, ભાણેજ જાય પરદેશરે; તારો. ૬૦

એવી રીતે દામાવતી રૂડીઆના બારણા આગળ ઉભી રહીને પોકાર કરે છે પણ રૂડીઓ ખાટલો તળાઈ નાખીને ભર ઉંઘમાં સુઈ રહેલો છે, ને તેની સ્ત્રી જાગતી બેસીને પોતાના ધણીના પગ ચાંપ્યા કરે છે તે અવાજ સાંભળી વિચાર કર્યો કે અ- ત્યારે મધ્ય રાત ગઈ છે. તે વખત ઘણા જરૂરના કામ વગર કોઈ આટલી બુમો પાડે નહી. માટે તેને હુંજ ઉતર આપું. નહીતો મારો ધણી ભર ઉંઘમાંથી જાગી ઉઠશે. એવો વિચાર કરીને રૂડીયાની વહુ બારણે આવીને દામાવતીને કહે છે.

દુહા.—ટાહાડી રાતે રે તુંતો ટળવળેરે, કાંઈ શોર તારો બંધ રાખરે; કાંઈ૦ રબારી ગયો છે એને શાસરે, તેની ડાબી તે દુખે છે આંખરે; તેની ૬૧

એ રીતે રૂડીયાની વહુએ કહ્યું કે હે બાઈ તમે અડધી રાતનાં શીદ પોકાર કરે છો ? રબારી ઘરમાં નથી એતો એમને સાસરે ગયા છે. ત્યાં એમની આંખ દુખે છે તેથી તે હાલ તમને મળ-

નાર નથી, માટે ખાલી શીદ હાકો મારો છો? એવા રબારણના બોલ સાંભળીને દમાવંતી વીચાર કરે છે કે દુખીયાને ઊંઘમાંથી ન જગાડવો એટલા માટે રબારણ જુઠું બોલે છે, કેમકે રબારી એને સાસરે ગયો છે ને ત્યાં તેની ડાબી આંખ દુખે છે એ વાતની કેમ ખબર પડી માટે તેના બોલવા ઉપર પરીક્ષા થાય છે કે તે ખરૂં બોલતી નથી ને મારે તે ઘણીજ ઉતાવળ છે તેથી એને કાંઇ લાંચ આપું તો મારૂં કામ વહેલું થાય એવો નિશ્ચય કરીને ફરી દમાવંતી કહે છે બાઇ સાંભળ્યા.

દુહા.—રબારીને દઉં મહોરો રોકડીરે, તને આપું આ સોનાનો હારરેઃ તને૦ માટે ઝટ જગાડ તારા નાથને, મ્હારે કામ પડયું દરબારરે; મારે કામ પડયું દરબાર. ૬૨

દામાવતીયે કહ્યું કે હું તારા ધણીને મેંનતના બદલામાં સોનાની મ્હોરો રોકડી આપીશ. અને આ સોનાનો હાર પાંચશે રૂપીયાનો છે તે તને આપું એમ કહી રબારણને હાર આપ્યો તે જોઇને તે બહુજ રાજી થઇ એટલે તરત ઘરમાં જઇને પોતાના ધણીને જગાડીને કહે છે કે દરબારમાંથી એક બાઇ આવી છે તે કહે છે જે મારે આ વખત રૂડીયા સાથે ઘણું તાકીદનું કામ છે. તે સાંભળી રૂડીયો બહુજ બીહીને વીચાર કરે છે જે મેં કોઇનો કશી વાતનો ગુનો કરયો નથી પણ કદાપી મારા ચાકરનો કંઈ વાંક આવ્યો હોય તો પુછી જોઉં એવો વીચાર કરી પોતાના ચાકરને પુછે કે આજે તું ગાયો અને ભેંસો ક્યાં ચારી હતી? જે દરબારમાંથી એક બાઇ આ વખત આવી છે. માટે જે હોય તે સાચું કહે. જો ગાએ ભેંસો કોઇના ખેતરમાં પેશી અનાજ વગેરેનો બગાડ કર્યો

હશે તો રાજા દંડી નાંખશે. એવું સાંભળી ચાકર કહે.

દુહો.—ઉગમણી ગાયો ભેંસો ચારીયોરે મેં તો આથમણી ચારી સાંઢરે; મેં તો કોઇનાં ખેતર નથી ભેલવ્યાં૦ નથી કોઇનો કર્યો બંજવાડરે. ૬૫

એ રીતે ચાકર કહે છે કે, મેં કોઇના ખેતરમાં અથવા બીજે ઠેકાણે કશી વાતનો કાંઈ પણ બંજવાડ કર્યો નથી. માટે તે વીશેની કશી ફીકર કરશો નહીં. કદાપી બીજા કાંઈ કામ સારૂ દરબારનું તેડું આવ્યું હોય તો તમે બારણે જઇને પૂછી જુઓ એટલે જે હશે તે બધાએ ખબર પડશે. એવી રીતે ચાકરની વાત સાંભળીને રૂડીઓ તરત બાહાર આવીને જુવે છે તો ગજરામારૂની મા દામાવંતી વાટ જોઇને ઊભી છે, તેને દીવો લાવી મોહો જોઈ તરત ઓળખીને પુછે છે કે બાઇ સાહેબ તમે આપો આપ અડધી રાત શા કારણ માટે આવ્યાં છો? અરે બાઈ તમે ચાકરને મોકલ્યા હોત તોપણ તરત આવત તે સાંભળી દામાવંતી કહે છે કે હે ભાઈ, આ વખત તારૂં જરૂરનું તેમજ બહુ તાકીદનું કામ છે માટે હું પોતે આવી છું. તે સાંભળી રૂડીયો કહે છે કે જે કામ હોય તે તરત કહો. એવું સાંભળી દામાવંતી કહે છે, કે હે ભાઇ! સવારે મારો પુત્ર ગજરામારૂજી કાળો પોશાક પેહેરીને કાળા ઘોડા ઉપર બેશીને વનવાસ જવાને તઇયાર થયો હતો તે મારી રજા લેવા આવ્યો એટલે તેને ઘણી રીતે સમજાવ્યો કે તું વનવાસ ન જા, પણ તે મારૂં માનતો નથી માટે જેમ તેમ સમજાવી આજની રાત સખ્યો છે, માટે તું તારી પવનવેગી સાંઢ ઉપર બેશીને અમારો સરવ હકીકતનો કાગળ

ઘઇ પવનવેગે અમનગર જઇને મારા ભાઈ સાલાસુલાને આ પત્ર આપી તરવ તઇયાર કરીને પોહોર રાત રહે તે પહેલાં જો તેડી લાવે તો તે ગજરામારૂને સમજાવીને વન જતાં અટકાવે તો બહુ સારૂં થાય ભાઇ જો આ વખત તું મારૂં આટલું કામ કહ્યા પ્રમાણે કરી આવીશ તો હું તારો ગુણુ હું અને મારો ભાઇ જીવતાં સુધી ભુલનાર નથી માટે તું હમણાં વહેલો જા, ને અમનગરથી મારા ભાઇને તરત તેડીને એક પોહોર રાત રહે તે પેહેલાં અહીં આવી મને વધામણી આપજે કે હું કામ ફત્તે કરી આવ્યોછું. મને ઘણી વાટ જોવરાવીશ નહી. એવી રીતે દામાવંતીની બહુ તાકીદ જોઈ રૂડીયો પોતાની સાંઢનાં વખાણુ કરી કહે છે.

દોહા.—ત્રણશેને સાઠ મહારે સાંઢણીરે, તેમાં ગંગા જમનાની જોડરે; એમાં કાંઈ નથી ખાંપણુ ખોડરે૦ એમાં ૬૬ અખંડ દીપક ઘીના જગહળેરે, તેને ધુપ અગરના થાયરે; તેને૦ એતો ચારો ચરે નાગર વેલનો, તે તો પલકે જોજન એક જાયરે૦ તેતો. ૬૭ માટે વેગે હું જાઉંછુંરે એની મનમાં તે રાખજો ધીરરે, એની અમનગર પોહોચું પલકમાં૦ તેડી લાવું તમારો વીરરે. તેડી. ૬૮

રૂડીયો કહે છે કે હે બાઈ! મારે ત્રણસેને સાઠ શાંઢો છે તેમાં ગંગા જમનાની જોડ છે તે બે દેવાંશી છે માટે તેની પાસે બે બાજુએ બે અખંડ ઘીના દીવા બળે છે અને અગર ચંદન વગેરે સુગંધી પદારથનો ધુપ થાય છે. તેવીજ તે ગુણવાન છે, તેનું ખરૂં પારખું આજે તમારા જોવામાં આવશે. બાઈ સાહેબ અત્યારે તમારા કહ્યા પ્રમાણે વેહેલું કામ કરી આવીશ તેનો પકો ભરૂંસો રાખજો, એવી રીતે રૂડીયાનાં હીમત ભરેલાં વચન સાંભળીને દામાવંતી કહે છે

દુહા.—રસ્તે જાજે તું તો જાળવીરે વીરા અંધારી રાત્યનું કામરે; વીરા૰ ખરો વાલેશરી તું તો માહરો. માટે ઘાલી જવા કેરી હામરે; માટે ઘાલી જવા કેરી હામ. ૬૯ ગુણ નહી ભુલું વીરા તાહરોરે. મારા ભાઇને વેહેલો તેડી લાવ્યોરે; મારા૰ સવા લાખ રૂપઇયા આપીશ રોકડા, ઝટ કામ કરી ઘેર આવ્યાંરે! ઝટ કામ કરી ઘેર આવ્યા. ૭૦

દામાવંતી કહે છે કે હે ભાઈ તારા હીમત ભરેલા શબ્દ સાંભળી હવે મારી પૂરી ખાત્રી થાય છે, તારા બોલવાનો બધો અરથ હું સમજી માટે હવે બીજી કશી વાત કરી એક પલવાર ખોટી થઇશ નહીં, એવી તાકીદની વાત સાંભળી રૂડીયો રબારી કહે છે કે બાઈ સાહેબ હવે સાંઢ ઉપર પલાણ નાંખી તરત રવાને થાઊછું તે નજરે જોઇ આપ આપને ઘેર પધારો એમ કહી સાંઢ ઊપર સાજ નાંખે છે.

દુહા.—સાંઢની કોટેરે સોના સાંકળીરે, એની પાસે મોતીના હારરે; એની૰ પગમાં પેહેરાવ્યાં રૂડાં ઝાંઝરાં, તેનો થાએ ઝણઝણ ઝણકારરે; તેનો ૭૧ સોના રૂપાનો એનો કાંઢલોરે, રૂડું રત્ને જડીત્ર પલાણરે; રૂડું૰ હીરે જડીત્ર એની મોરડીરે૰ જાણે આકાશે ઝલકે છે ભાણરે, જાણે. ૭૨ કસબી મંડલ શીરપર ધરયુંરે, પછે રૂડીયો થયો અસ્વારરે; પછે૰ રજા માગી રાણીની ઝટ ચાલીયો, તેની ઉતાવળનો નહી પારરે. તેની. ૭૩

એવી રીતે રૂડીયે પોતાની સાંઢ ઉપર પલાણ નાંખીને પોતે ઉત્તમ પ્રકારનો પોશાક પહેરી ઢાલ તલવાર ને બંદુક સાથે લઈ હાથમાં ચાબખ લઈ સાંઢની ફરતી પાંચ પરદક્ષણા ફરી તેને સ-

લામ કરીને દામાવંતીની રજા લઇને તરત અસવારી કરી પવન પેગે પરમેશ્વરનું નામ દઇને ચાલ્યો તે જોતાં જોતાં એકેક કોશ સોહોચ્યો એટલે દામાવંતીને પરીપુર્ણ ખાત્રી થઇ કે રૂડીયો કબુલા પ્રમાણે આવશે. એવો નીશ્ચય કરીને દામાવંતી પોતાના મેહેલમાં કોઈ ન જાણે તેમ પાછલે બારણે થઈ આવી સુવાના ઓરડામાં ગજરામારૂની પાસે આવીને જોયું તો ભર ઊંઘમાં સુનેલો છે તેના આનંદી મોહો સામું જોઈ પોતે મહાદેવજીનું સ્મરણ કરી કહે છે કે હે ભોળાશંભુ તમે મને કૃપા કરી આવો રત્ન જેવો પુત્ર આપ્યો તે સદા સન્જોગે રેહેવો જોઇએ તેનો વિજોગ થવા દેશો ! અરે મહારાજ એમ થવા દેશો નહીં કદાપી મારૂં ધારયું ન થાય તો એની જ્યાં જાય ત્યાં રક્ષા કરજો એ તમારી પ્રાસાદીનો પુત્ર છે. એવી રીતે મહાદેવની સ્તુતી કરી પુત્રના ખુશ[illegible]માં ચેહેરા સામું જોયા કરે છે. દામાવંતીની રજા લઈ રૂડીયો પવનવેગે સાંઢને ચલાવી છે. તે ચાલતાં ચાલતાં અમનગર બે કોશ રહ્યું એટલે એક સુંદર રૂપવંતી સ્ત્રી જોઈ તે પણ સમસમાટ કરતી ઉતાવળી ચાલી જાય છે. તેને જોઈ રૂડીયો પુછે છે કે હે બાઈ તું જાતે કોણ છે અને આ અંધારી રાતે ક્યાં ચાલી જાય છે, તે ઇશ્વર આગ્નાથી સાચુ કહે. તે સાંભળી તે સ્ત્રી કહે છે કે હે ભાઈ હું પોતે સ્ત્રીને વેશે રાત છું તે થોડીવારે મારો અમલ પુરો થશે એટલે અમનગરમાં જઈ વાણું કરીશ. એવી રીતે રાતનાં વચન સાંભળી રૂડીયાએ વીચાર કરયો કે આ રાત વેગેથી જઈ વહાણું કરશે તો મ્હારૂં અને દામાવંતીનું ધારયું થશે નહીં. માટે પરપંચ રચીને એને મ્હારે કબજે કરી લઊં તો ધારેલું કામ પાર પડે. એવો

નીશ્ચય કરી રાતની સાથે મીઠી મીઠી વાતો કરી. માયા લગાડીને પોતાના હાથમાંથી જાણીને ચાબક નીચે નાંખી દઇને રાતને કહે છે કે માસી મારી ચાબક નીચે પડી ગઈ છે. તે લઈ મારા હાથમાં આપો ત્યારે રાત કહે છે કે નારે ભાઈ. મારાથી ખોટી થવાય તેવું નથી, માટે તું તારે હાથે લે, ત્યારે રબારી કહે છે કે હે માસી! મારે સાંઢ નીચે બેસારી ખોટી થવું પડશે માટે મહેરબાની કરી ચાબક આપશો તો તમારો પાડ માનીશ એવું સાંભળી રાતને દયા આવી તેથી ચાબક લઈ રબારીને કહે છે કે લે ભાઈ, એમ કહી હાથ ઉચો કરયો એટલે રૂડીયાએ તેનું કાંડુ મજબુત પકડી સાંઢ ઉપર ખેંચી લઈ કબજે કરી ચાલતો થયો ને વીચારે છે જે આપણે ઠીક તાલ આવી ગયો, માટે હાલ એને મુકું નહીં. એમ કરતાં અમનગર આવી પોહોચ્યો પણ શેહેરના દરવાજા બંધ જોઇ દરવાનને હાંક મારી કહે છે.

દુહો.—દરવાન વીરા તને વીનવુંરે, મારે જાવું છે રાજાની પાસરે; મારે માટે ઝટ જાવાદે મુજને, પછે દરવાજો વાસરે. પછે દરવાજો તારો વાસ.

રૂડીયો કહે છે કે હે દરવાન વીરા તું ઝટ દરવાજો ઉઘાડી મને જવાદે કેમકે રાજાની પાસે મારે બહુ તાકીદનું કામ છે માટે જરા પણ વાર ન લગાડતાં દરવાજો ઉઘાડ, નીકર તું રાજાના ઠપકામાં આવીશ. એવાં વચન સાંભળી દરવાન કહે છે ભાઈ સાંભળ.

દુહો.—બંધ દરવાજો કેમ ઉઘડેરે, કાંઈ કુંચીયો પડી દરબારરે; કાંઈ રાત રહોને અત્યારે બારણે, સુતા ઉઠીને આવોરે સવારરે; સુતા ઉઠીને આવો સવાર. ૭૫

દરવાન કહે છે કે હે ભાઈ રાત્રીયે દરવાજો ઉઘાડવાનો સાહેબનો હુકમ નથી. કેમકે રાતે દરવાજા બંધ કરી કુચીયો દરબારમાં લઈ જાય છે, માટે અત્યારે ગામ બહાર ધર્મશાળામાં જઈ સુઇ રહો. સવાર થાય એટલે દરવાજા ઉઘડશે તે વેળા આવજો તે સાંભળી રૂડીયો વીચાર કરે છે કે હું મનની ધારણા પ્રમાણે વેહેલો આવી પોહોચ્યો તો દરવાજો બંધ છે. ને મારે તો રાણીનો કહ્યા પ્રમાણે કામ કરી અમનગર જવું જોઇયે, પણ એટલી વાત સારી બની છે કે રાત માહારા કબજામાં છે. તો પણ ફરી નમ્રતાથી વીનવીને કહું તેની જો કાંઇ દયા આવે ને દરવાજો ઉઘાડે તો મારૂં કામ કરી પંથે પડુ, એમ ધારી બીજી વાર દરવાનને કહે છે કે હે દયાવંત દરવાન સાંભળ્ય.

દુહો લળી લળી લાગું તારે પાવલેરે, જઇ દરબારને જગાડરે; જઈ વેહેલો વેહેલો લાવ્ય તું તો કુંચીયો પછી દરવાજો ઝટ ઉઘાડરે: પછી. ૭૯

રબારી કહે છે કે હે દરવાન આ વખત માહારે એવું જરૂરનું કામ છે તેથી હું લળી લળીને તારે પગે લાગી નમ્રતાથી વીનંતી કરૂં છું જે તું હમણા આપણે જઈ દરબારને જગાડીને કુંચીઓ માગી લાવીને દરવાજો ઉઘાડ તો તારો મોહોટો પાડ માનીશ- તે સાંભળી દરવાન કહે છે. કે હે ભાઇ! તારા અતિ નરમાશ ભરેલા બોલ સાંભળી તારી મને બહુ દયા આવે છે તેમજ તારો બોલ પાળી શકાતો નથી માટે શરમ પણ આવે છે, એમાં કાંઈ શક નથી પણ ભાઈ રાજાનો હુકમ કેમ તોડાય? કદાપી રાજા પોતે બહાર ગયા હોય ને દરવાજો બંધ થયા પછી આવે તોપણ દરવાજો

જાડવાનો હુકમ નથી. એ સાચું માની મારી ઉપર વગર સમજે રીસ કરીશ નહિ. હું નીરઅપરાધી હુકમને તાબે છું. એવી રીતે દરબારનાં વચન સાંભળી રબારી છેક નીરાશ થઇને પોતાની સાંઢને કહે છે કે અરે મારી વાહાલી તેં ઘણીવાર મારાં કામ પાર પાડયાં છે તેથી આજે પણ તારે ભરૂંસે આવ્યો છું છેથી તું મને નિરાશ કરીશ નહીં હો ?

દુહો.—ચતુર વાહાલી તુંતો સાંઢણીરે, મને પુરણ તારો વીશ્વાસરે, મનેસ ખેપ કરી તે સહુ ખાલી જશે, દામ મલવાની પછે આશરે; દામ મલવાની શી આશા. ૭

રૂડીયો પોતાની સાંઢને કહે છે કે હે વ્હાલી તારા રૂપ ગુણ ને ચતુરાઇનો મને પુરણ વિશ્વાસ છે, કેમકે તેં ઘણી વખત મારાં મનનાં ધાર્યાં કામ પાર પાડી મને બહુ લાભ આપ્યો છે. માટે આ ખરા કામની વખત તું મને વિશ્વાસઘાત કરીશ નહી, જો આ વખત ધાર્યું કામ પાર પડતાં વાર લાગશે તો તારીને મારી બેની આબરૂ જશે તો ફરીથી કોઈ ભરૂંસો કરશે નહિ માટે આ કોટ કુદી અંદર દાખલ થયા વગર બીજો એકે ઉપાય નથી. પણ એમ કરતાં એક બીજી મોટી હરકત નડે તેવું છે કેમકે ગઢની પાસે અંદરની બાજુએ મોટી ખાઈ છે તેથી કુદતાં જો તેમાં પડીએ તો તારો ને મારો જીવ જાય તેથી દામાવંતી નીરાશ થાય ને આ જગતના લોક હાંસી કરે માટે મારી વાહાલી આ વખત તારીને મારી પરમેશ્વર લાજ રાખે તો બહુ સારૂં થાય એમ કેહેતાં રબારીની આંખોમાંથી ચોધાર આંસુ સાંઢની પીઠ ઉપર પડતાં સાંઢે જાણ્યું જે મારો માલીક કરતા મને પોતાના પેટનો પુત્ર કરતા અધીક લાડ લડાવે છે,

તેને હું શી રીતે હીંમત આપું ? કેમકે મારાથી કાંઈ માણુસની જેમ બોલી શકાતું નથી. એમ વિચાર કરી સાંઢણી પોતાના મનમાં પરમેશ્વરનું સ્મરણ કરે છે હે ચઉદ લોકના નાથ, તારા હજાર નામ છે, પણ તે પ્રત્યેક નામના અસંખ્ય ગુણો પ્રાણી માત્રને સ્તુતી કરવા યોગ્ય છે તારા ગુણનું વર્ણન હજાર મુખથી શેષ નાગ ન કરી શકે તો બીજા પ્રાણી કોણ ગણત્રીમાં હે દીનદયાલ ! આ વખત મારી પશુ જાતથી જો બોલી શકાતું હોત તો હું રૂડીયાને હીમ્મત આપત માટે મહારાજ આ વખત તેને ખુલાસાબંધ ઉત્તર આપું એટલી વાર મને મનુષ્યની વાચા આપ્ય તો બહુ સારૂં એવી દીન વાણી સાંભળતાં ઇશ્વરે સાંઢને મનુષ્ય વાચા આપી એટલે કહે છે.

દુહા.—મુજ છતાં શીદ શોચના કરેરે, તુંતો આવડો દુઃખી કેમ થાય રે; તુંતો કેહેતાં ઉડી જાઉં આકાશમાં, તને આંચ આવે કાંઇરે, તને ૭૨. તાણીને તંગ બીડ જોરથીરે, કાંઈ ઢીલી મેલજે દોરરે. કાંઈ એક ખેતરવા મને ઠેકાવજે કરી જોરરે; સુને. ૭૮ કોટ ના પાડુ કેહેતો કાંકરોરે, ઠેકી અહિંથી તલપીને હુંતો ઉછળું, વેગે જઈ પડું શેહેરની માંહીરે, વેગે. ૮૦.

સાંઢ કહે છે કે તેં મને બહુ લાડ લડાવી સુખ આપ્યું છે તેથી પરમેશ્વરની કૃપાથી આજ તને નીરાશ નહિ કરૂં. કહે તો પંખીની જેમ આકાશમાં ઉડીશ. જ્યાં તું એક ખેતરવા મને પાછી હઠાડીને મારો પગ તાણીને દોર ઢીલી મુકીને જોરમાં દોડાવી ગઢ નજીક આવતાં ઠેકાવજે એટલે ગઢ અને ખાઇ એક પલમાં કુદી જઈશ. તોપણ તારા પેટમાં હું પાણી નહિ હલવા દઉં માટે એ વિષે તું જરાએ ચીંતા કરીશ નહી. એવી રીતે સાંભળીને રૂડીયાએ ઊંટ

પ્રમાણે ટેકડો મરાવ્યો તે વેળા સાંઢ પક્ષીની જેમ ઉડી સે ગઢ અને આઈ એક ટેકીને નીચે ઉતરીને તરત સાલાસુલાની પોળ આગળ ઉભી રહી એટલે રૂડીયો પોળીયાને હાક મારીને કહે છે.

**દુહો.**—પોળીયા મારારે તું તો બંધવોરે, કંઇ સાલાસુલાને જગાડરે; કાંઇ૦ કામ આપટીનું મારે છે ઘણું, માટે ઝટ દરવાજો ઉઘાડરે; જો૦ ૮૫.

એવી રીતે રબારીનો અવાજ સાંભળીને પોળીયાયે તરત પોળનો દરવાજો ઉઘાડયો એટલે સાલાસુલાના મેહેલમાં જઈ ને તેને જગાડીને કહે છે.

**દુહા**—સાલારે સુલા તમને વિનવુંરે, કાંઇ લળી લળી લાગુ પાયરે, કાંઇ માંડવઘડથી વેગે કામે આવીયો, મુને વાર ઘણેરી થાયરે મુને૦ ૮૨ માટે વેહેલા તમે ઉઠીનેરે; કાંઈ તત્પર થાઓ નરેશરે કાંઇ૦ રાણી દામાવંતીના કુંવરને, એનો પીતા કાઢે પરદેશરે; એનો૦ ૪૩ માટે રાણીયે મને મોકલ્યોરે, તમ ભાણેજ જાય પરદેશરે; તેથી વેહેલા પધારીને રોકીયો કુંવર છે અતિ બાળે વેશર; કુંવર છે અતી બાળે વેશ૦ ૮૪.

એવી રીતે રૂડીયાનાં બહુ તાકીદનાં વચન સાંભળીને સાલો-સુલો સારી રીતે હુંશીયાર થઈને રૂડીયાને સરવે હકીકત પુછી ત્યારે દામાંવતીએ જે બીના કહી હતી તે સરવે વીગત સુદ્ધાં સંભળાવી કહે છે કે તમારા ભાણેજ ગજરામારૂજીને એના બાપે દેશવટો દીધો છે તેથી તે કાળાં વસ્ત્ર પેહેરીને કાળા ઘોડા ઉપર બેસી વનવાસ જવાને પોતાની માતાજીની રજા લેવા આવ્યો હતો, તે વાત જાણીને દામાવંતીએ ઘણી રીતથી સમજાવી કહ્યું કે હે પુત્ર તું મને શોક

સાગરમાં નાખી વનવાસ જઇશ નહિ એમ કહ્યું પણ તે માનતો નથી. માટે છેવટે કાલાવાલા કરી આજની રાત રાખ્યો છે, સવારે તો તે જરૂર વનમાં જવાનો માટે દામાવંતીએ અડધી રાતે મારે ઘેર આવી મને હુકમ કરીને તાકીદથી મોકલ્યો છે કે અત્યારેજ મારા ભાઇને તરત તેડી લાવ્ય માટે બીજી વાત કરવી જવા દઇ તમે વેહેલા તઇયાર થાઓ તો આપણે વેહેલા જઇ પહોંચીયે આવી રીતે રૂડીયાનાં વચન સાંભળી સાલેસુલો પોશાક પહેરીને હથીઆર બાંધી રૂડીયાની સાથે સાંઢ ઉપર બેસીને દરવાજો ઉઘડાવી પંથે ચાલ્યા તે જોતાં જોતાં પવનવેગે માંડવઘડ પહોંચીને દામાવંતીને મોહોલે જઇ વધામણી ખાધી કે બાઇ સાહેબ તમારા કહ્યા પ્રમાણે તમારા ભાઇને તેડી આવ્યો છું. તે સાંભળી દામાવંતીયે પોતાના ભાઇનું મોહો જોતાં રૂડીયાને કબુલાત પ્રમાણે પોશાક તથા ધન આપી આપી રાજી કર્યો. એટલે તે રજા લઇ પોતાને ઘેર ગયો તે વેળા દામાવંતીયે ઘણું શાબાશી આપી તે પછી પોતાના ભાઇને સરવે કુટુંબ કબીલાના ખુશ સમાચાર પુછ્યા. પછી પોતાના પુત્રના સરવે સમાચાર કહ્યા કે હે ભાઇ તારો ભાણેજ મને શોક સાગરમાં નાખી વન જવાને તઇયાર થયો છે તેને નાના પ્રકારથી સમજાવ્યો પણ રહેવાની ના કહે છે માટે અત્યારે રૂડીયાને તારી પાસે મોકલીને તને તેડાવ્યો તે સવાર થતાં પહેલાં અગતનો ઉપાય કરી રોકી રાખવો જોઇયે તેનો એક ઉપાય મને હાલ સાંભર્યો છે, તે જો તારી નજરમાં આવે તો તે કરી રોકી રાખીયે. ભાઇ કહે છે કે બેન સુખેથી કહે. તે સાંભળી દામાવંતી કહે છે કે કમલાવતી નગરીના રાજા ગુલાબસીંહની પુત્રી ચંપાદેની સાથે આ તારા ભાણેજનું વેવીશાળ કર્યું છે તે કન્યા

એવું રૂપ ગુણની ભરેલી તેમજ મહા ચતુર તેમજ માયાળુ છે. પણ હજુ કુંવારીનાં લગ્ન કર્યાં નથી. તું એને ગમે તેમ સમજાવીને અત્યારેજ જઇને તેના સસરા સાસુને સમજાવીને ઘડીયાં લગન લઈ પરણાવી દે તો તેની સ્ત્રીના રૂપ ગુણથી મોહ પામી રહેશે. અથવા તેની સ્ત્રી ગમે તેમ સમજાવી રાખશે. માટે એ કામ હાલ કરવાની જરૂર છે. તે સાંભળી સાલોસુલો કહે છે કે બેન તું કહે છે તે મારા ધ્યાનમાં આવે છે પણ જો હાલ રૂડીયો હીંમત કરી સાથે આવે તોજ એ કામ બની શકે. તે સાંભળી દામાવંતીએ પોતાની હુશીયાર દાસીને બોલાવીને કહ્યું કે હે દાસી, તું રૂડીયાને ઘેર જઇને તરત મારી પાસે તેડી લાવ્ય. તે સાંભળતાં દાસી જઇને તરત તેડી લાવી એટલે રૂડીયાયે દામાવંતીને તથા સાલાસુલાએ સલામ કરીને પુછ્યું કે હું હમણાજ તમારી પાસેથી ઘેર ગયો. એટલામાં પાછો બોલાવ્યો તે શું કામ છે? જે કામ હોય તે સુખથી કહો. સાંભળી સાલોસુલો કહે છે કે આજે સવાર થતાં પહેલાં કમળાવતી નગરી જઈને ગુલાબસીંગ રાજાની પુત્રી ચંપાદે સાથે ગજરામારૂને પરણાવીને પાછો ઘેર લાવવો છે. તે ભારે કામ તારી હીંમત હોય તોજ થાય એવું સાંભળી રૂડીયાએ ઉતર આપ્યો કે મહારાજ મારા ઘટમાં પ્રાણ છે ત્યાં સુધી તમે જે હુકમ ફરમાવશો તે કરવાને હું હાજર છુ. એવું સાંભળી દામાવંતી ને સાલોસુલો બેઉ રાજી થયાં. પછી ગજરામારૂજીને ધીરેથી હાક મારી જગાડીને હુંશીયાર કર્યા એટલે મારૂજી પુછે છે કે મામા સાહેબ આ વખતે તમે ક્યાંથી પધાર્યા? ત્યારે મામે કહે છે કે ભાણેજ! મોસાળમાં તારી મામી તથા બેન ભાઈઓ તથા તારી મોટી મા વગેરે બહુ સંભારે છે. કેમકે તું ઘણા દીવસથી

મોસાળ આવ્યો નથી. માટે તને તેડવા આવ્યો છઉં. તે સાંભળી મારૂજી કહે છે કે મામા, એ વાતની ક્ષમા કરો. કેમકે સવારના પહોરમાં વનવાસ જવું છે. તેથી કોટી ઉપાય કરેથી પણ રહેનાર નથી ત્યારે મામો કહે છે કે વારૂ જેમ તું કહીશ તેમ કરીશું પણ હાલ તું મારી સાથે મોસાળ આવીને સરવેને મળીને પછી જવું હોય તો જજે. એમ કહી તે વાત કબુલ કરાવી. ત્રણે જણ સાંઢ ઉપર બેઠા. એટલે રૂડીયાએ સાંઢ પવનવેગે ચલાવીને કમળાવતી સંકેત પ્રમાણે આવી પહોંચ્યો. એટલે તરત ગુલાબસીંગને મોહોલે ગયા અને સેવકને કહ્યું કે તારા રાજાને હમણાં જગાડ કેમકે તમારે જરૂરનું કામ છે. તે સાંભળી સેવકે ગુલાબસીંગને હાક મારી કહ્યું કે મહારાજ આપને મળવા કોઈ ત્રણ માણસ આવ્યા છે તે સાંભળી તેઓને બોલાવીને એક મડેલા કોચ ઉપર બેસારી કુશળ વર્તમાન પુછીને રાત્રીએ આવવાનું કારણ પુછ્યું, ત્યારે સાલોસુલો કહે છે કે આ તમારા જમાઇને એના બાપે દેશવટો દીધો છે તેથી આજ સવાર થતાં તે જરૂર વનવાસ જવા તૈયાર થયો છે, તેને નાના પ્રકારથી એની માએ વીનવી સમજાવ્યો પણ રહેનો નથી. માટે અત્યારે તમારી પુત્રીને ઘડીયાં લગન લઈ પરણાવવી જોઈએ તે સાંભળી ગુલાબસીંગ બહુ શોકાતુર થયા એટલે મારૂનો મામો કહે છે કે મહારાજ આ વખત વધારે વિચાર કરી ખોટી થવાનો નથી, માટે ઝટ કામ કરી લ્યો. તે સાંભળી ગુલાબસીંગ પોતાની રાણી પાસે જઈ તેને જગાડીને કહે છે કે આ વખત આપણા મહોલમાં આવ્યો છે તે કહે છે કે હમણા ને હમણા તમારી દીકરીને પરણાવો તેનું સરવે કારણ કહ્યું ત્યારે રાણી પણ બહુ ચીંતાતુર

થઈ પોતાના પતિને કહે છે કે હે સ્વામીનાથ મારી એકની એક મહા ચતુર રૂપ ગુણના ભંડાર જેવીને મોટો માંડવો રચી ધામધુમથી પરણાવવાની છે, તેને અત્યારે ઘડીયાં લગન લઇ શી રીતે પરણાવું? ત્યારે રાજા કહે છે કે સાલાસુલાને આપણાથી નીરાશ કેમ કઢાય? હે રાણી, પ્રાણી માત્રને નશીબ જે કાલે સુખ દુખ લાભ ખોટ ભોગવાના આવે છે તે ભોગવ્યા વગર કોઇનો છુટકો થતો નથી માટે આપણી સાથે પુત્રીને એવીજ લેણાદેણી હશે તેથી તું પુત્રીને ઝટ જગાડીને સરવે વર્તમાન કહે તે સાંભળી રાણી પુત્રીને કહે છે કે હે લાડકડી તને વાત કહું તે એક ચિતે સાંભળ.

દુહો.—મામોજી આવ્યો છે તાહરેરે, તારા વરને લઇને હાલરે; તારા. એના બાપે દીધો એને દેશવટો, માટે પરણીને વન જાશે કાલરે; માટે ૮૫ મનના મનોરથ મનમાં રહ્યારે; કાંઈ અકળ ગતી અવિનાશરે; કાંઈ લખ્યા લેખ જે તારા ભાગ્યમાં, તારો વર જાશે વનવાસરે; તારો, ૮૬ રાજકુંવરને પરણીને, જાણે મોહોલે બેઠી ચાવું પાનરે; તે વાતનો રતી જશે ઓરતોરે, તુંતો મારૂં કહ્યું સત્ય માનરે તુંતો ૮૭.

રાણી કહે છે કે હે પુત્રી! મેં અને તારા પીતાજીએ તને આપાર સુખમાં નાખવા માટે માંડવગઢના જસા નામના પરાક્રમી પુત્ર ગજરા મારૂજી સાથે તારૂં વેવીશાળ કર્યું હતું તેથી મહોટી ધામધુમ કરી તને પરણાવત પણ દઇવની અકળ ગતીથી એવો સંજોગ બન્યો કે તારા દેવ રૂપ અને સદગુણી વરને એના પીતાએ દેશવટો દીધો છે. તેથી તે વન જવા તૈયાર થયો હતો, તેને અટકા-વીને તેનો મામો રૂડીઆ રબારીને સાથે લઈ સાંઢપર બેસી આપણા

મહેલમાં આવી કહે છે કે હમણાને હમણા તમારી પુત્રીને પરણાવી દ્યો. માટે અમે અત્યારે આવ્યા છઇએ પછી સવારે તો વે વન જનાર છે એમ કહે છે માટે હે લાડકડી તારી શી મરજી છે તે મારે જરૂર જાણવું જોઇએ. કેમકે એ અત્યારે પરણી સવારે વન જાશે તે લખીત હશે ત્યારે આવશે. માટે હાલ સુખની આશા રાખવી નહી તેમ એ વાતમાં અમારો કશો દોષ કાઢીશ નહી જો તું હા પાડીશ તોજ પરણાવીશું તે સારૂ ઇશ્વર આજ્ઞાથી સાચું કહે તે સાંભળી ચંપાવતી પોતાના મનમાં ઉંડો વીચાર કરી કહે છે, કે મારા પરમ વીવેકીને મરમ દયાળુ માત પીતા, તમે સર્વ પ્રકારે મારા શુખ સાગર છો, માટે તમને જેમ રૂડું ગમે તેમ કરવાને તમે મુખ્તીયાર છો. અહો સુખ દાતા, તમો બહુ અગત્ય કરીને પુછો છો માટે શરમાતાં તમને કહુ છું તે સાંભળો.

દુહો.—સુખ દુખ કરમે જે લખ્યું તે મીથ્યા ન થાય મા-બાપરે; તેતો૦ એકવાર જીભે કહી જે વરયો, માટે બીજા વરતાં બેસે પાપરે; માટે. ૮૮

ચંપાદે કહે છે કે મારા સુખ સાગર માત પીતા, તમો સર્વ ગુણે સંપુર્ણ છો માટે જે તમે કરશો તે રૂડુંજ કરશો મારા ભાગ્યમ. જે ભરથાર લખ્યો હતો તેની સાથે તમે વચને બંધાઇ સગાઇ કરી છે તે મારે વારંવાર કબુલ છે એવી રીતે કુંવરીનાં વચન સાંભળીને તેના મા અને બાપ બેઉ વીચાર કરી માંહો માંહી વાત કરી કહે છે કે પુત્રી કહે છે તે સત્ય છે માટે અત્યારેજ પરણાવી દઇએ. એવો નિશ્ચય કરી એક સેવકને મોકલી પોતાના ગોરને બોલાવી તે સમયે શુભ ચોઘડીયું જોઇ

એમ નક્કી કરીને પ્રધાનને સામાનની ટીપ આપી તેજ વેળા જોશીતીં જાશુશોં મંગાવી કન્યાદાન આપીને મંગળ ફેરા ત્રણુવાર ફેરવ્યા અને ચોથો ફેરા બાકી રહ્યો એટલે ગજરામારૂજીયે પોતાના મનમાં વીચાર કર્યો કે જો હું ચારે ફેરા પુરા કરી આ રૂપવંતી અને ગુણુવંતીના મોહના ફંદમાં પડીશ તો પછી મારાથી વન જવાનું બને નહી તો મારાં પીતાજીનું વચન જાય. તે ઠીક નહીં એવો નીશ્ચય કરીને પોતાની તરવાર મ્યાનમાંથી કાઢીને વરમાળ કાપી નાંખીને ત્યાંથી નાસવા માંડયું એટલે તેના મામાએ ઘણો સમજાવ્યો પણ કાંઈ માન્યું નહીં ને પોતાના મામાને કહ્યું કે મારે વન જવાનો સમય થયો: છે માટે કૃપા કરી મને રજા આપો હવે ખોટી કરશો નહીં એવાં વચન સાંભળી મારૂજીની તરવાર: સાથે ચોથા મંગળના ફેરા ફેરવી લગન સમારંભ પુરો કરી.. ઘટારત પ્રમાણે દાન માન આપી વાત ચીત કરી સાંઢ તઇયાર કરાવી ત્રણે જણુને વીદાય કરયા ને ચંપાદેને પોતાને ઘેર રાખી. હવે રૂડીયો પોતાની સાંઢને પવન વેગે ચલાવી તે થોડીવારમાં એક સુંદર ગાંમમાં આવ્યા પછી ગમ વચે થઈ જતાં ત્યાં ભવાયા રમતા હતા તે જોવાને રૂડીયાયે થોડીવાર સાંઢ ઉભી રાખી ભવાઈયાનો ખેલ જોયો, એવામાં તરગાલા માંહો માંહી વાત કરે છે કે ભાઇયો આજે આપણે તરેહતરેહના વેશ કાઢી ઘણીવારથી રમીયે છીયે તો પણ રાત નીકળી નથી એનું કારણ કાંઈ સમજી શકાતું નથી, તો પણ હું એમ જાણું છઉં જે રાત કોઈયે બાંધી રાખી છે તે સાંભળી રૂડીયાયે વીચાર કર્યો કે રાતને મેં બાંધી રાખી તેથી હજુ

જણોનાં ગોરસ ખાટાં થઇ જશે. વળી માળીયોનાં ફુલ કરમાઈ જશે, એ વગેરે ઘણા લોકોને નુકસાની લાગશે માટે હવે તો આ તરગાળાને રાજી કરી ઘર તરફ રવાને થઈ તો પછી રાતને માંડવઘડને ભાગોળે જઈ છોડી મુકીએ એવા વીચાર કરીને પોતાના પગમાંથી રૂપાનો તોડો કાઢીને તરગાળાને આપ્યો. એટલે તેના ટોળાના સરવે તરગાળા બહું પ્રસન્ન થયા એટલે રૂડીયાનું નામ પુછી તેનો જશ બોલાવી ભુગળ વગાડી એટલે રૂડીયાયે પોતાની પવન વેગી સાંઢને જોરમાં ચલાવી તે થોડીવારમાં માંડવગઢ પોહોંચી એટલે રૂડીયાએ દામાવંતીના બારણામાં આવી સાંઢ ઉભી રાખી એટલે મારૂજી તેનો મામો અને સાલોસુલો એ ત્રણે જણુ નીચે ઉતરી દામાવંતીના મેહેલમાં ગયા એટલે તેઓને જોઈ તે પોતાના મનમાં બહુજ રાજી થઈ પોતાના ભાઇને પુછે છે કેમ ભાઇ ધારેલું કામ ફત્તે કરી આવ્યા તે સાંભળી સાલોસુલો કહે છે કે હા બેન, જગેશ્વર મહાદેવની કૃપાયે અને રૂડીયાની મહેનતથી ગજરામારૂજીને પરણાવી કુશળ કલ્યાણથી તારી પાસે આવ્યા છઇએ. તેવું સાંભળી દામાવંતી કહે છે કે ભાઇ તું મારી જનમથી સંભાળ કરે છે તેમાં આ વખત પણ બહુ મહેનત લઈ ખરી ઓપટીની વેળાયે કામ કરયું તેથી તને આશીશ દઉ છું જે જગેશ્વર મહાદેવ તારા મનના સરવ મનોરથ પુરણ કરો તેમજ પરમેશ્વર કલ્યાણ કરો એવો આશીરવાદ દીધો. પછી પોતાના કુંવરને કહે છે કે હે પુત્ર તારો જન્મ થયો પછીથી તે આજ સુધી તારા આનંદી મુખને જોઈ સદાય પ્રસન્ન રહું છું એવું સાંભળી મારૂજીયે પોતાની માને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી કહ્યું કે મારી માતાજી ! તમારી અપાર માયાનો બદલો મારાથી કદી પણ વાળી

શકવાનો નથી; માટે હું જન્મ પુરો થતાં સુધી આપનો આભારી છઉં પણ હવે મને આજ્ઞા આપો તો બહુ સારૂં એવું સાંભળી દામાવંતી કહે છે કે હે પુત્ર, તેં મારી અત્યાર સુધી આજ્ઞા પાળી છે, માટે એક કલાક સબુર કર, કેમકે રસોઇયાને હુકમ કરી રસોઇ તરત તઇયાર થયે તારો મામો તથા તું અને હું આપણે ત્રણે સાથે બેશીને જમીયે અને રૂડીયાને પણ જમાડીયે પછી તેને મેહેનતના બદલામાં ઇનામ અપાય. તે સાંભળી મારૂજીયે કબુલ કરયું. એટલે દામાવંતીયે કહ્યા પ્રમાણે રસોઇયા પાસે ઘણી સ્વાદીષ્ટ અને તરેહવાર રસોઇ તઇયાર કરાવી મામા ભાણેજને એક થાળમાં તૃપ્ત કરી જમાડીને પોતે જમાડીને પોતે જમીને રૂડીયાને જમાડી પાન સોપારીનાં બીડાં ખાઇ રૂડીયાને ફરીથી પાંચે પોશાક પેરાવીને સવા લાખ રૂપીયા રોકડા આપી રાજી કરી પોતાના ભાઇને કહે છે કે ભાઇ તુ થોડા દહાડા રહે તો સારૂં. તે સાંભળીને તેનો ભાઇ કહે છે કે બેન તારૂં કામ થયું એટલે હવે મને ખોટી કરીશ નહીં. પછી રૂડીયાને હુકમ કરયો કે જા મારા ભાઈને એને ઘેર મુકી આવ્ય તે સાંભળી રૂડીયાયે સાંઢ તઇયાર કરીને સાલામુલાને અમનગર મુકી આવ્યો. પછી દામાવતીયે તેને ઘેર જવાની રજા આપી એટલે પોતાને ઘેર જઇ રાતને બાંધી હતી તે છોડી મુકી, એટલે સરવ ઠેકાણે વાણુ વાયું. તે જોઇ ગજરામારૂજીયે પોતાને વન જવાના ઘોડા ઉપર સાજ સાજન નાંખી કાળાં વસ્ત્ર પેહેરીને પોતાની માતા પાસે જઇને કહે છે કે માજી હવે તરત આપો એટલે હું જવા પડું. એવું સાંભળી માતા કહે છે કે તું વન જા, એમ આગળથી કહેવાતું નથી.

દુહા.—સુત પ્રભાતે સંચરોરે, તમે રવી ઉગમને સુરરે;

તમે૦ ૫૨ ધરતીપર રાજમાં, વીરા વાંધો ઘણેરૂં નુરરે; વીરા વાંધો૦ ૮૯ સુનો થશે તારો ઢોલીયોરે, વળી ઘોડા સુના ઘોડારરે, વળી મારૂ સુનીરે મેડીને સુની માવડી, સઉ સુના તારા સણુગારરે; સઉ૦ ૯૦ સુના તે દાસને દાસીયોરે, વળી સુના મુકયા અવસરે; વાહાલા સુના તે બાગને બંગલા૦ તુજ જાતા સુના અવાસરે તુજ જાતાં. ૯૧

દામાવંતી કહે છે કે હે પુત્ર, તું અત્રેથી જતાં તારા ઘોડા રથ બળદ પાલખી દાસ દાસીયો વગેરે સરવ સુના પડશે. તેમજ તારા ઓરડામાં તારો સુવાનો ઢોલીયો. તથા મોર પોપટ મેના કોયલ વગેરે પક્ષીયો સરવે સુના થઇ વીયોગથી ઝુરવા કરશે, વળી તારા નાના પ્રકારના વસ્ત્ર અલંકાર અને સોના રૂપાનાં રમકડાં વગેરે જોઇ માહારૂં હઇયું અહોનીશ અપશોશ પામશે, માટે મારો ઉપાય ન ચાલતાં તને જવા દઉંછાં તે યાદ રાખજે. તને રસ્તે રામની, ગામમાં ગોવરધન નાથની, વનમાં વનમાળીની, જગમાં જગદીશની દીવસે સુર્યની અને રાત્રીયે ચંદ્રમાની એ વગેરે તને સર્વ દેવ રક્ષા કરો એવો આશીરવાદ દીધો એટલે મારૂજીયે પોતાની માને પ્રણામ કરી કહ્યું કે માતાજી તમે મારી કશી ચીંતા કરશો નહી; હું કુશળ કલ્યાણથી વેહેલો આવીશ. એમ કહી ઘોડા ઉપર બેશીને વળી પોતાની માતાને કહે છે કે તમારા કહ્યા પ્રમાણે સુરજ પણ ઉગ્યો માટે હવે એક પલવાર રોકનાર નથી. એમ કહી પવન વેગે ઘોડો ચલાવી વનને રસ્તે ચાલ્યો તે સાંજ પડે વનમાંથી ફળ ખાઇ પાણી પીને ઘોડાને વીસામો આપી પાછો પરોડીયે પંથે પડયો તે વીચારમાંને વીચારમાં રસ્તો ચુકયો એટલે મહાવનમાં ઘણું અથડાતાં પાંચ સાત દીવસ જતા રહ્યા એટલે

એક ભોમીયાને પુછી રસ્તે પડયા તે ત્રીજા પોહોરે એક શેહેરમાં પોહોચ્યા. તે કયું શેહેર છે તેની મારૂજીને ખબર નથી પણ તે પોતાના સસરાનું ગામ હતું. ત્યાં રાણી ચંપાદે પોતાના મનમાં વીચાર કરે છે કે પરમેશ્વરે કૃપા કરી મને ઉત્તમ કુળનો રાજકુંવર મહા ચતુર વર આપ્યો તે સ્વરૂપે પણ અતી સુંદર છે પણ હા. શા કામનો અરે પ્રભુજી મે પુર્વ જન્મે શાં પાપ કરયાં હશે જે મારો પતી મને કશુંએ ગમતુ નથી. માથામાં ધુપેલ સરખું ઘાલતી નથી તેથી મારૂં માથું દુખ્યા કરે છે માટે આજે તો દાસી પાસે ચંબેલીનું તેલ મંગાવી માથે ઘાલ્યું તો કાંઇ માથું દુખતું રહે. એવો વિચાર કરી પોતાની દાસીને બોલાવીને કહે છે કે હે દાસી આપણા સરઇયાની દુકાને જઇને કચોલામાં ચંપલ તેલ લઇ આવ તો માથે તેલ ઘાલું તે સાંભળી દાસી કચોલું લઇ સરઇયાની દુકાને જઈને કહે છે.

દુહો– સરઈયા તું તો સારૂ જોઇનેરે, મુને આપજે ચંબેલ તેલરે; મુને. ઝટપટ કરી તુંતો જોખજે; તારૂં કામ પડયું સહુ મેહેલ્યરે તારૂ કામ પડયું સહુ મલ્ય. ૮૨

દાસી કહે છે હે સરઇયા તું મને સારૂં જોઇને ચંપેલ તેલ આપ્ય. તે સાંભળી સરઇઓ પુછે છે કે દાસી. તું આજે ઘણે દહાડે તેલ લેવા કેમ આવી? એવું સાંભળી દાસી કહે છે કે મારી બાઇયે આજે હુકમ કરયો ત્યારે આવી. અમારી ઉપર જે વખત જે હુકમ થાય તે કામ કરવું જોઇએ. માટે તું વધારે વાર ન કર. તે સાંભળી સરઇયાયે ઝટ તેને સારૂં સુગંધીદાર ચંપેલ આપ્યું તે લઇને દાસી ચાલતી થઇ એટલામાં રસ્તામાં એક કાળા ઘોડા ઉપર કાળો પોશાક પેહેરેલો સુંદર સ્વરૂપવાન માણસ જોઈ પોતે તેની સામું નીરખીને જુવે છે એટલામાં તેને એક ચમત્કાર

જોયો જે ગજરોમારૂજી કાળા ઘોડા ઉપર કાળાં વસ્ત્ર પહેરી બેઠે-લા જોયા એટલે તેના મનમાં એકાએક ફાળ પડી કે આ શો જુલમ? એવું મનમાં આવતાં હાથમાંથી તેલનું કચોલું નીચે પડયું તેથી તેલ બધું ઢોલાઇ ગયું તે જોઇ સરઇયો પુછે છે કે હે દાસી, તેં, કચોલું કેમ પાડી નાંખ્યું ? અને એકદમ શા વીચારમાં પડી ગઇ તે સાંભળી દાસી કહે છે કે બાઇ પડી ગયું તો બીજું લેશું તેની તું ચીંતા કરીશ નહી, એવો ઉત્તર આપી તરત દોડતી પો-તાની બાઇ પાસે આવીને તેને કહે છે.

દુહો.—કાળે ઘોડેને કાળે લુગડેરે બેઠા ગજરોમારૂ અ-સવારરે, બેઠા સાચું માનોને મારી બાઇજી, એ તો નીશ્ચે તમારો ભરતારરે; એતો ૯૩

દાસી કહે છે કે બાઇ સાહેબ આપની આજ્ઞાથી હું સરઇયાને ત્યાં ચંપેલ લેવા ગઇ હતી. તે લઇને તમારી પાસે આવતાં એકા-એક ચમત્કાર જોયો કે, કાળા ઘોડા ઉપર કાળાં લુગડાં પેહેરી તમારો સ્વામી ગજરોમારૂજી અસવાર થઇ ચાલ્યા જાય છે. તે જો-ઇને મારા પેટમાં ફાળ પડી કે મારૂજી આવા વેશે ક્યાં જવા નીક-ળ્યા હશે? એવો વીચાર આવતાં તેલનું કચોલું હેઠે પડી ગયું તેથી તે બધું ઢલી ગયું. માટે તે આપને જાહેર કરૂં છું તે સાંભળી ચંપાદે દાસી ઉપર રીસ કરીને કહે છે.

દુહો—જાવું જુઠા બોલી બાંદડીરે, સુણુતા વાગ્યા કટારીના ઘાયરે, સુણુતાં મનમાં વીચાર તેં નવ કરયો, કરી મશકરી તેં જોઇ દાવરે, કરી મશ્કરી તેં જોઇ દાવ ૯૪

ચંપાદે રીસ કરીને કહે છે કે જુઠા બોલી દાસી, તેં મને ફાળ પડે એવા જુઠા સમાચાર કહી મને શોક સાગરમાં નાંખીએ

તેં ઠીક ન કરયું અરે ! તેં નીચ જાતે મારી મશ્કરી કરી જા રાંડ ધીક્કાર છે. તને જે મારૂ મન વીના કારણે દુખાવ્યું તે સાંભળી દાસી કહે છે કે બાઇ સાહેબ હું તમારૂં રાત દીવસ નીમક ખાઇ વસો સદા રાજી રહો તેવી સેવા કરૂં છું. તે આજે તમને ફાળ પડાવી એવો અપરાધ મુકયા તે તપાસ કરયા વિના મુકયો છે, માટે જરા તસ્દી લઇ તમેં મારી સાથ અગાશી ઉપર ચાલો, એટલે તમને ખરી કે ખોટી જે હશે તે વાત સમજાશે. તે સાંભળી તે બેઉ જણુ અગાશી ઉપર ચડી રસ્તામાં જુવે છે તો ખરેજ ગજરામારૂજીને દાસીના કહ્યા પ્રમાણે જોયા એટલે દાસીને કહે છે કે, તારી વાત બધીએ સાચી છે. માટે તું નીચે જઇ મારા વાહલા પતીને મારી પાસે તરત માન આપી બોલાવી લાવ્ય. હું પણ અહીંથી કહું છું.

દુહો—ઘોડારે બાંધું ઘોડારમાંરે, કાંઈ પલાણુ મેહેલું પરસાળરે; કાંઈ ધન્ય દામાવંતીના દીકરા, મારે મ્હોલે પધારોને વ્હાલરે, મારે મ્હોલે પધારોને વ્હાલા. ૯૫

એવા શબ્દ સાંભળી મારૂજીયે વિચાર કર્યો કે આ કીયા શહેરમાં આવ્યો છું તે મને ખબર નથી. પણ એ બોલાવનાર મારી માને ઓળખે છે, તેથી મારૂં સગું વાહ્લું હશે માટે થોડી વાર મળતો જાઉં એવો નિશ્ચય કર્યો એટલે દાસી કહે છે કે મહારાજ આપના ઘોડાને એકાંતે ઘોડારમાં બાંધી તેને ઘાસ નાંખી દાણો પણ ખવરાવું છું. ને તમારૂં પલાણુ મેહેલની પરસાળમાં એક બાજુએ મુકું છું. આપ નીરભયપણાથી મેહેલમાં પધારે. તે સાંભળી મારૂજીએ ઘોડા દાસીને સોંપી મેહેલમાં ગયા. ત્યાં રાણી ચંપાદેએ બહુ આદરમાન આપી એક જડીત્ર કોચ ઉપર બેસાડીને

ઠંડું પાણી લાવી પાયું તે પછી પાન સોપારી એલચી જાયફળ વગેરેનું બીડું આપી મધુર શબ્દોથી તેમના કુશળ વર્તમાન પુછ્યા તે શબ્દો સાંભળી મારૂજી પ્રસન્ન થયા. એટલે તેની સાથે નાના પ્રકારની વાતો કરી મોહજાળમાં ફસાવી દીધા. પછી રસોઇયા પાસે ઘણી સ્વાદિષ્ટ રસોઇ નાના પ્રકારની કરાવી તેનો કાળો પોશાક ઉતરાવી સેવકો પાસે સુગંધી તેલ ચોળાવી ગરમ પાણીએ ધોળાવી નવરાવ્યા. તે શરીર કોરૂં કરી પીતાંબર પહેરાવી સોનાને પાટલે બેસારી સુવર્ણ થાળમાં સરવે સાહીત્ય પીરસી બહુ સ્વાદે જમાડયા, તેની સાથે હાસ્ય વિનોદનાં વચનથી તૃપ્ત કરી મસાલેદાર પાનનું બીડું આપી પોતે પણ જમીને તરત મારૂજી પાછળ આવી બીજા સરવે હજુરી દાસ દાસીને જમવાની રજા આપી એ રીતે ત્રણ દીવસ રાખી સુખશાંતી પમાડયા, પછી બીયે સોગટાં બાજી રમવા માંડી તેમાં મારૂજીની બાજી જીતપર જોઇ કહે છે મહારાજ આપ બાજી રમવામાં મારાથી ઘણા ચતુર છો તેથી બાજી પણ જીતપર છે. તે સાંભળી મારૂજી કહે છે કે હે સુંદરી આ સંસારમાં હારવું જીવવું, સુખ દુખ, લાભ ખોટ, વગેરે પાંતાની અવધીયે આવી પોતપોતાનું ફળ આપી અવધી પુરી થયે જાય છે, માટે જેમ લખીત હોય તેમજ બને તે સાંભળી ચંપાદે કહે છે કે હે સ્વામીનાથ આપ જે કહો છો તે સરવે ખરૂં છે. થોડા દિવસ ઉપર આપ પોતાના મામા સાથે અડધી રાતે આવી મારી સાથે લગને પરણ્યા તે સમે ત્રણ મંગળ ફેરા ફરી ચોથો બાકી રહ્યો તે વેળા તરવારથી વરમાળ કાપીને નાસી ગયા હતા એવા હઠીલા છો તોપણ મને મારા પ્રાણ કરતાં અધીક વહાલા છો, હું અહોનિશ પરમેશ્વરનું ભજન કરી આપનું સર્વ પ્રકારે કલ્યાણ ઇચ્છતી હતી. તેમજ મળવાને પણ બહુ આતુર હતી તેથી પરમ દયાળુ પરમેશ્વરે મારી ઉપર દયા બહુ

કરી આપને અહિં મોકલ્યા તેથી મારા જીવને ઘણોજ આનંદ થયો. એ રીતે ચંપાવતીના બોલ સાંભળીને મારૂજીને બહુ અફસોસ થયો ને મોટા વિચારમાં પડયા કે કેવો બનાવ બને છે જે હું વન જવાને જેમ જેમ ઉતાતળ કરૂં છું તેમ તેમ વધારે હરકત નડી રોકાણુ થાય છે એ ઠીક નહિ એવો વિચાર કરી ચંપાદેને કહે છે.

દુહો.—ઇશ્વર આજ્ઞા વનમાં જવુંરે, હવે અન્ન ખાવું મારે વીખરે, હવે; માટે જાવા દોને હવે સુજને, રાણી રાજી થઇ આલોને શીખરે રાણી. ૫૬.

મારૂજી કહે છે હે રાણી હું વન જવાની ઘણી ઉતાવળ કરૂં છું તેમ તેમ નાના પ્રકારની હરકતો નડતી જાય છે, તેથી મારો જીવ બહુ કચવાય છે. માટે હવે તો રાજી થઇ રજા આપો તો બહુ સારૂ કેમકે હવે હું તમારી પાસે ઘડીએક રોકાનાંર નથી. જો હું મોહમાયામાં પડું તો મારાથી વન શી રીતે જવાય? વન ન જાઉં તો મારા પીતાનું વચન જાય તે ઠીક નહિ એવી રીતે મારૂજીનાં વચન સાંભળી ચંપાદે પોતાના મનમાં પસ્તાવો કરવા લાગી કે મેં મારા સ્વામીને બધી વાત જણાવી તે ઠીક ન કર્યું. કેમકે મારા શબ્દ સાંભળી પાછા વન જવાની બહુ ઉતાવળ કરે છે તે હવે રહેનાર નથી અરેરે પ્રભુજી હું કેવા અભાગ્યણી જે મારાં લગ્ન મોટી ધામધુમથી થવાનાં હતાં તે ન થતાં ઘડીયે લગ્નને પરણવું પડયું. કદી નશીબજોગ એમ બન્યું તે વિષેનો અફસોસ મુકી દેત જો મારા સ્વામીનો સંજોગ રહેત તો મને નાના પ્રકારનાં સુખ મળત તેને બદલે વિજોગી દુખ સહેવાં પડશે. એવો વિચાર કરાતાં રાણીના નેત્રમાંથી આંસુની ધારા ચાલી તોએ રડતાં રડતાં પોતાના પતીને વિનંતિ કરી કહે છે.

દુહો.—આજનો વાસો રહો મારા મહેલમાંરે, પ્યારા પ્રભાતે વન જાઓરે, પ્યારા. કહ્યું માનો કામણગારા કંથજી, જ્યાં જાઓ ત્યાં સુખીયા થાઓરે. જ્યાં.

ચંપાદે કહે છે કે મહારાજ, તમે આજનો વાસો કૃપા કરીને મારા મહેલમાં રહીને પરભાતે વનમાં પધારજો. કેમકે આપણે ઘેર કોઇ પરોણો આવે છે તેની પણ બનતી બરદાસ કરીને બે ચાર દીવસ રાખવો પડે છે, તો તમે મારા શીરછત્ર ને પ્રાણ પ્રિય પતી છો વળી રૂપ ગુણ વિદ્યા અને વિવેકના સાગર છો તેથી મુજ અબળાનો જીવ દલગીર કરશો નહિ હું તમોને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરૂં છું. એમ કહી પોતાના પતિને લળી લળીને પગે લાગી એટલે મારૂજીને ઘણીજ દયા આવી તેથી ચંપાદેની વિનંતી કબુલ કરી. એટલે રસોઇયાને કહીને તરેહવાર ઘણી સ્વાદિષ્ટ રસોઇ કરાવી પાસે બેસી દંપતિયે ભોજન કરી તૃપ્ત થઇ હાથ ધોઇ ગાદી ઉપર બેસી પાન સોપારી લવિંગ એલચી કાથો ચુનો નાખી તાજાં બીડાં તૈયાર કરેલાં હતાં તે ખાઇને મધુર બાણે મીઠી મીઠી વાતો કરી તે સાભળી મારૂજીને શાંતિ થતાં નિંદ્રા આવી એટલે છત્ર પલંગ પર સુઇ રહ્યા ત્યા ભર નંદ્રા વશ થયા તોય રાણી તેના પગ ચાંપ્યા કરે છે. એમ કરતાં મધ્ય રાત્રિ વીતી ઘડીયાળમાં કડિંગ કડિંગ કડિંગ એમ ત્રણ ટકોરા વાગ્યા એટલે પાછલી રાતનો પહેલીવારનો મરઘો બોલ્યો તેનો શબ્દ કાને પડતાં મારૂજી ઝબકીને જાગી ઉઠયા એટલે રાણીને કહે છે કે મરઘાએ બાંગ દીધી માટે પરોઢીયું થયું તેથી મને જવાની આજ્ઞા આપો તો બહુ સારૂં તે સાંભળી રાણી કહે છે કે અહો પ્રાણ પતી તમે શીદ ચીંતા કરો છો હજુતો અડધી રાત ગઇ છે ને અડધી બાકી છે. એ મરઘાને ટેવ પડી છે તેથી તે સહુથી પહેલો બોલે છે

તે ખરો નથી માટે તમે સુખેથી નિંદ્રાવશ થાઓ; વેળા થશે એટલે હું તમને ઉઠાડીશ એવું સાંભળી મારૂજી નિંદ્રાવશ થયા ત્યારે ચંપાદે મરઘા ઉપર કોપ કરીને કહે છે.

દુહા,—મધ્ય રાતે મરઘા તું બોલીયારે મારા મારૂને પડાવ્યા ત્રાસરે મારા. સવારે બોલાવુ મુવા તને પકડી મંગાવું મારી પાસરે તને. ૯૮. થોડે થોડે ખેંચું તારા પીછડાંરે તારી ચાંચે દેવરાવું ડામરે. તારી. મારો સ્વામી ઝબકીને જાગીયા મારૂં બગડયું બગાડે કામરે મારૂં બગડયું બગાડે કામ. ૯૯.

હે આશાભંગ મરઘા તેં વહેલી બાંગ દઇ મારા સ્વામીને ઝબકાવાને જગાડયો તેથી સવાર થવા દે એટલે વાઘરી પાસે તને પકડાવી મંગાવીને શિક્ષા કરૂં તે સાંભળી મરઘો કહે છે.

દુહો.—તમારે કારણ નથી બોલીયોરે હુંતો બોલ્યો ગરીબોને કાજરે હુંતો. કામે જાયે સહુ જાગીને તમે સુખે સુવાડો મહારાજરે તમે. ૧૦૦.

મરઘો કહે છે હે સાહેબ, ઇશ્વરના નિયમ પ્રમાણે બોલ્યો છે તે સાંભળી ઉદયોગી લોકો વેહેલા ઉઠી પોતાનાં નિયમિત કામો કરે તેથી તેઓ લાભ મેળવી સુખી થાય માટે હું બોલ્યો છું. તમે અને તમારો સ્વામી સુખે સુઇ રહો. વીના અપરાધે મારી ઉપર રીસ કરશો નહિ. એવો ઉત્તર આપ્યો. એટલે ચાર વાગવાનો અમલ થયો ત્યારે ફરીને બોલ્યો તેનો શબ્દ સાંભળી મારૂજી બીજી વાર જાગીને કહે છે કે હવે તો નક્કી પરોઢીયું થઇ માટે મને રજા આપો. તે સાંભળી ચંપાદે કહે છે કે મહારાજ તમે વારે વારે ઝબકીને કેમ ઉઠો છો હજુ તો એક પ્રહોર રાત બાકી રહી છે માટે નિશ્ચિંત થઇ સુઇ રહો એમ કહી પાછો બીજી વાર મરઘાને ઠપકો દઇ કહે છે.

દુહા.—પાછલી રાતે પાછો બોલીને. બીજી વાર પડાવા ફાળરે બીજી. પકડી મંગાવું તુજને કાલા વાધરી પાસે કાલ્યરે, કાલા. ૧૦૧, લાજ નથી મુવા તુજને, તને કહીયે કેટલી વારરે તને. ફરી. તેં જગાડયો મારા નાથને કાલે કઢાવું ગામની બહારરે કાલે કઢાવું ગામની બહાર. ૧૦૨.

રાણી કહે છે કે તને એક વાર સમજાવીને કહ્યું તો પણ બીજી વાર ફાળ પડાવી માટે કાલં તને કાલા વાધરી પાસે પકડાવીને ગામની બહાર કાઢી મુકાવીશ. તે સાંભળી મરઘો કહે છે હે બાઇ સાંભળો.

દુહો.—તમારે કારણ નથી બોલીયોરે હું તો બોલ્યો છું તસ્કરને કાજરે હુતો. સહુ સંતોષ જાએ સેહેજમાં, તમે સુખે સુવાડો મહારાજરે તમે સુખે. ૧૦૩.

મરઘો કહે છે કે રાણી હું તારા સુખીયા માણસને દુઃખ દેવા નથી બોલતો. હું તો ગદીબ ગરબા તથા ચોર લોકોને ચેતવણી આપવા બોલું છું, જે ગરીબ લોકો વહેલા ઉઠી પોતાના જરૂરના કામ કરે ને ચોર લોકો ચેતી પોત પોતાને ઠેકાણે જાય તે માટે બોલું છું. એ વાતની તમે બુદ્ધિવાનને દયાળુ થઇ મુજ પક્ષી ઉપર વીના અપરાધે આટલી રીસ કરો છો તે યોગ્ય નથી. એવો ઉત્તર સાંભળી ચંપાદે સમજી કે મરઘો ખરૂં કહે છે એટલે પાંચ વાગ્યા તે ટકોરાનો અવાજ સાંભળી મારૂજીયે બારીમાંથી રસ્તા તરફ જોયું તો સવાર થવાની તઇયારી દેખીને પોતાની રાણી ચંપાદેને કહે છે.

દુહો.—શીખ દયોને રાણી સત્યવતીરે, અમે જઇશું હવે વન વાસરે; અમે૦ બાર વરશે તે પાછા આવશું, તમો મુકો અમારી આશરે; તમે૦ ૧૦૪

મારૂજી કહે છે કે હે સત્યવાદી રાણી હવે તમે મન રાજી થ-ઇને રજા આપો. હવે હું એક પલવાર રોકાનાર નથી. જો લખ્યું હશે તો બાર વરશે પાછા મળીશું એવું સાંભળી રાણી રૂદન કરીને કહે છે.

દુહો.—રહોતો રાંધું રૂડી લાપશીરે, ઉતાવળ હોય તો ઓ-સાવું સેવરે; ઉતાવળ૦ મ્હોલમાં રહોને સાહ્યબા, હઠીલાજી મુકો હઠ ટેવરે; હઠીલાજી મુકો હઠ વટે૦ ૧૦૫

મારૂજી કહે છે કે તમે જે જે કહો છો તે સરવે સમજું છું. પણ હવેથી એક ક્ષણવાર રોકાવાનો નથી માટે તરત રજા આપો એવું સાંભળી ચંપાદે રૂદન કરતી કરતી કહે છે.

દુહા.—તમેરે ચાલ્યા વ્હાલા વન વીષેરે, મારી કોને ભલામણુ દોછોરે; વિયોગ દુખની વાતો કોને કહું૦ ઉત્તર આપો તમે શું કહો-છોરે, ઉત્તર. ૧૦૬

રાણી કહે છે મહારાજ તમે પોતાનીજ વાત કબુલ રાખી હઠીલા થઈ વનમાં સીધાવો છો તે મારી કોને ભલામણ કરે છો. અરે દુઃખ વિશ્રામ નાથજી તમારા વિયોગના દુઃખની વારતા તમારા શિવાય બીજાને કહી શકાય નહીં તે તો કાંઇ વિચાર આવે છે કે નહીં ? તે સાંભળી મારૂજી કહે છે,

દુહો.—તમને સોંપ્યાંરે મંદીર માળીયાંરે, રાણી સોંપી હીં-ચોળા ખાટરે; રાણી૦ ખાઓ પીઓને ખેલો મોજમાં, તમે મ્હાલો મહીયરીયાની વાટરે. ૧૦૭.

દુહો.—મેહેલ બંદીખાનું માલીયેરે, મારે હીંચોળા સુળી સ-માનરે, મારે૦ મોજ છુટતાં રૂદન રાણી માંડીયું. મ્હારે મહીયર ઉ-જડ રાનરે; મારે૦ ૧૯૮ રાજા કહે છે.

દુહો.—તમને સોંપ્યા કણ કોઠારનાંરે, તમને સોંપ્યાં તેં દુઝ-

ણા ઝોટરે; તમને૦ દુધ સાકર પીયોને ભાવતાં, વસ્ત્રાભુષણની નથી ખોટરે; વસ્ત્રા૦ ૧૦૯ રાણી કહે છે.

દુહો.—કણ કોઠાર મારે કાયગ્રારે. દુઝણાં ઝોટાં ચામડીયાંને દઉંરે; દુધ સાકર રૂધીર તમ વિના૦ વસ્ત્રા બાલી રક્ષા કદી રહુરે, વસ્ત્રા. ૧૧૦ રાજા કહે છે, .

દુહો.—તમને સોંપ્યોરે રાણી રેંટીયોરે, તમને સોંપ્યો તે મણ કપાસરે તે; સરખી સહીયરો ગમત કરી કાંતજો૦ તેથી તમેં નહી રહો ઉદાસરે, તેથી. ૧૧૧ રાણી કહે છે.

દુહો.—રેંટીયો ભાંગીને રાંધુ ખીચડીરે, વળી કપાસે મુકુ બાલરે વ; સહીયરોનો સંગ નથી. કામનો૦ મેંતો ઝાલી તમારી બાંહ્યરે મેંતો; ૧૧૨ તમનેં સોંપ્યોરે પારસ પીંપળોરે; રાણી ગણજો પલીયાનાં પાનરે૦ રાણી બાર વરશે તે પાછા આવશુઃ ત્યાં સુધી ભાવે ભજીલ્યો ભગવાનરે૦ ત્યાં સુધી. ૧૧૩ રાણી કહે છે.

દુહા.—સાથે તેડોરે મારા સાહ્યબારે; મારાં બાર વરસ કેમ જાયરે; મારૂ સંજોગી સુખ જાય વેગલું૦ એક દીવસ વરસ સમો થાયરે૦ એક ૧૧૪ એવું જાણતીતો વ પરણતીરે; રાજા બાળ કુંવારી રેહેતરે૦ રાજા ખાલી હાથ તમારો ઝાલીયો; તો હુ તમને દોષ ન દેતરે૦ તો હું ૧૧૫ શ્રાશરી જોયાનો રહ્યા ઓરતોરે, ઘુંઘટ તાણ્યાના રહ્યાં મન કોડ; ઘુંઘટ રાજા તમે ચંપાને હું કેતકી૦ મારી ભલી બનીતી જોડરે, મારી. ૧૧૬ પેહેરી ઓઢીને ફરવું સાસરેરે, તે તો હરખ થયો મારો ભંગરે; નથી છુટયાં તે હાથનાં મીંઢલાં૦ નથી ઉતરયો પાનેતરનો રંગરે. નથી. ૧૧૭

રાણીએ વીલાપ કરીને કહ્યું કે—

રાગ પરજની દેશી પીયુ શું થાશેરે થાશે; મારી રૂજથી કેઇ પેર જાશે, એ ટેક૦ તમે મુકીને ચાલ્યા વનવાસરે; સ્વામી કોઇની

નથી મારે આશરે; હું તો થઈને બેઠી નીરાશ. પી૦ સ્વામી દીસો નાના બાળ. સાથે નથી કોઈ રખવાળ. તમારી કોણ લેશે સંભાળ; પી૦ તમે હઠ કરી નવ જશોરે તમ ભાવતાં ભાજન કયાં ખાશોરે; સ્વામી દુખીઆ ઘણા તમે થાશોરે પી૦ સ્વામી હજું છો બાળે વેશરે તમ રખે જાતા પરદેશરે, મારૂ કહ્યું માનો લવલેશ પી૦ મારી સગી નણંદના વીરરે, માહારે નયણે વહે છે નીરરે મુને નથી રહેતી ધીર પી૦ મારી ભલી બનીતી જોડીરે, દેવે કોપ કરી જોડ તોડીરે. તમે શીદ નાખો તરછોડી પી૦ પ્રાણનાથ પાછા તમે આવોરે, માહારા ઉપર દયા તમે લાવોરે; સ્વામી અબળાના પ્રાણ બચાવા, પી૦ મારૂ ગોરૂ ગુલાબશુ અંગ, ફીકુ પડી પીળો પડયો રંગરે, મારા હરખ થયા સઉ ભંગ, પી૦ મેં તો જાણ્યું જે રત્નરે, તેને રાખીશું કરી જત્નરે; સ્વામી શીદને છોડોછો રત્નરે, પી૦ મારૂ રત્ન તે રેજમાં રોળ્યુંરે, મારૂ પાપ ડરમે બોળ્યુંરે મારૂ કોમળ કાળજુ છોલ્યુંરે પી૦ વિધાત્રીને મારે દવેખરે, તેથી લખીઆતા આવા લેખરે, વેહેરબાવે તે મારી આ મેખરે પી૦ વીયોગ બાણ મને ઘણાં વાગેરે. મારૂ અંતર ભડકે લાખેરે, તે તો ઓલવું કોના આગરે પી૦ સવામી હું છું નાનેરૂ બાળરે તમો વીના આપી પહોંચે કાળરે મારી કોણ લેશે સંભાળ. પી૦ હજી મોળ વરસ નથી થયારે. મનના મનારથ મનમાં રહ્યારે; નાની વયમ! મુકી મને ગયા પી૦ અપવાસ કરી રાત જાગુરે ઉમીયાજીને પાયે લાગુરે: હુતો વરત કરી વર માગુ, પી૦ તમો પાછા વળો ઘેર આજરે, મારૂં કહ્યું માનો મહારાજરે; આપું મારા બાપનું રાજ પી૦ જાઓ કહેતામાં જીવડો જાયરે; તમ વીના કેમ રહેવાયરે વીયોગ દુઃખ હે કેમ સહેવાયરે. પી૦ હજુ હાથના મેંઢળ નથી છુટયાંરે; પી મારા પાએ અમુલ ફુટયાંરે રોઈ નયનાં નીરજ ખુટયાંરે પી એમ રાણી રૂદન કરેછેરે, નયણે નીરની ધારા ઝરેછે; મારે આગળ પાછળ

ધરે છે. પી—મને સાસરે આવ્યાના કોડરે, નથી હેડી મોડામોડરે ચંપા કેતકી બનીતી જોડ, પી૦ મને સાસુ જોયાની ખંતરે મને પાએ પડયાની ખંતરે કહ્યું માનો મારા ગુણવંત પી૦ મારૂએ કહ્યું કે

દોહા.—ફંફાસ મુકો તમે કામનીરે, કાંઇ ધીરજ રાખજો અંતરે, કાં૦ શુકન ભરેલા અમને આપીએ અમે ચાલીએ અમારે પંથરે અ૦ હવે રોવાનું કામ નથી ધીરજ રાખીને રહો રાજાની હઠ જોઇને રાણીએ શુકન આપવા માંડયાં.

દોહા.—ડાબા જમણી જોને તેતર બોલેરે, રાજા આડી ઉતરે મંજારરે; રા૦ એવે શુકને તમે ચાલશોરે, તમને ધાતક લોહીની ધારરે તમ૦ આટો કુટોને રાજા ધી ધડોરે કાંઇ છુટે કેશ જોને નારરે કાં૦ એવે શુકને તમે ચાલશો તો રાજા નહિ દેખો દરબારરે રાજા.

તમે જશો તો મહા વીઘન નડશે મારૂએ કહ્યું કે રાણી અપશુકન બોલ્યા કરતાં શુકન આપો. રાણી સારા શુકન આપે છે.

દોહા.—ડાબાં બોલે રાજા દેવલાંરે કાંઇ જમણેરી ભેરવ હોયરે; કાં૦ એવે શુકને તમે ચાલશોરે તમને વેરી ન મળસે કોઇ. રે તમ૦ કોરે કુંવારકારે, તેને ખોળે અક્ષણું જવ જારરે, તેને૦ એવે શુકને તમે ચાલશો; તમને મળશે ફુલાદે નારરે ત૦ વર કન્યા પરણીને આવતારે, સામા મળે નીશાનીઆ સારરે સા૦ એવે શુકને તમે ચાલશો તો તમને મળશે દેવળદે નારરે. તમને૦ હવે સકળ શુભ જોગણીરે, કાંઇ પીતા કહેવાયરે, કાંઇ રક્ષા કરો રાજા તમતણીરે, રાણી કહે સુણો મારા રાયરે રા૦ ચોરે ચારે રાજા ચાવડી, જ્યાં મડદા બળે મસાણરે, જ્યાં૦ માં રક્ષા કરે મુજ આવડીરે. સફળ હોજો તમારૂં કલ્યાણ સફ૦ શહેર વાડીને રસ્તા

રણુવીશેરે, જ્યાં પર્વતને હોય પાહરે, જ્યાં૦ હુંરે આશાધુ મારી માવડીરે, તેતો આવીને પુરે લાડરે, હ૦ પશુ પંખીને દહીત માનવીરે; કાંઇ નર નારીરે રાય કાં૦ એ વેશ થાશે ૨ જાતણીરે, કાંઇ ગુરૂ છે અંબામાયરે, કાં૦ પરમુલક પરદેશડેરે પરધરતી પરવાસરે જમસર મહાદેવ તમારી સાથમાંરે, કાંઇ પુરી કરે સહુ આશરે; કાં૦ નયણા મારામાંથી નીર વહેરે; કાળજ કકડા થાયરે કા૦ હીમ પડે ધરતી ગડગડેરે એવું મારે દુઃખરે કાં. જ્યારે રાજા તમને દેખશું ત્યારે તો થાશે સુખરે; ત્યાં નર વીના નારી એકલી તેનો પગલે પગલે વાંકરે તે દીસે દીન મુને બીહ,મણોરે, હુંતો કોડ ભરી કલંકરે. રાણી કહે રાજા સંચરોરે કાંઇ ચલાવો ચતુર તો ખાર કાં૦ વહેતા શુકન લેઈ ચાલીઓરે, ગજરામારૂ રણે ઠારરે ગજ૦

રાણીએ રજા આપી એટલે રાજા પોતે શુકન જોઇને ચાલ્યા જ્યાં રાજા ગયા કે રાણી મહા રૂદન કરે છે કે હે દાસી રાજા વીના મારા પ્રાણ રહેનાર નથી માટે રાજાની સાથે જવાય તો ઠીક રાણીનું આ કહેવું સાંભળીને એક દાસી બોલી કે અ-પણી એક દાસી પાસે અતીતની આપેલી એક જડી બુટી હતી તેમાં એવો ગુણ હતો કે માણુસ મોંમાં રાખીને જે જનાવરનું રૂપ લેવા ચહાય તે રૂપ થઇ જાય રાણીએ તે જડી બુટી લઇ મોંમાં રાખીને પોતે ભમરી થઇને રાજાની પાછળ ગઈ અને રાજાના પેંગડામાં ભરાઈ ગઇ હવે જંગલમાં ઘણી ઝડપથી રાજા જાય છે એટલે રાણી મોઢામાંથી બોલી કેઃ—

**દુહા.**—હળવે રેવંત રાજા ખેલાવજો, કાંઇ કાળજુ કકડા થાયરે, કાં૦ સવા ગજનું છે રાજા નેળીયુંરે, મારૂં ડાભેરૂ અંગ દુઃખાયરે. મા૦.ઘોડાને ધીમે ચલાવો આ અવાજ મારૂને કાને આવ્યો એટલે મન વાળ્યું કે એ તો રાણીના ભણકારા વાગતા હશે એમ ધારી આગળ ચાલ્યા ફરીને રાણી બોલી.

દોહો.—દામાવતીના દીકરારે. મારી સમી નણુંદના વીરરે પા૦ હળવે રેવંતે તમે હાકજોરે, મારૂ સોસાઇ જાય શરીરરે, મા૦ રાજા તરત ઉભા રહીને તલવાર ખેંચીને કહ્યું કે જે હોય તે મારા સામે આવો નહીતો હું બાળીને પ્રલય કરીશ એટલે રાણી પોતાનું સ્વરૂપ બદલીને રાજાના સામે આવી ઉભી રહી એટલે રાજાએ કહ્યું કે તમે મારો કેડો નહી મુકો તો મારી મેળે આપઘાત કરીશ રાજા રીશમાં જોઇ રાણીએ કહ્યું કે તમરી મરજી નથી તો હું નહીં આવું વડ રોપ્યો તે રોપતાંજ મોટો ગભીર થઇ પ. ડયા પછી રાણીએ કહ્યું કે તમારે જાવું હોય તો જાઓ હું તો અ. હીજ રહીશ ને તમે જ્યારે આવશો ત્યારેજ આવાશ એમ કહી રજા આપી ગયા એટલે રાણીએ પાછું વડ ઉપર રૂદન કરવા માં. ડયું રાણીનું રૂદન સાંભળીને નદીનાં નીર પણ થભી રહ્યાં છેવટે રાણીએ મન વાળ્યું ગજરામારૂ ખેડ ખેડ કરતો જાય છે આગળ રાયારૂપાનું શેહેર આવ્યું તે શેહેરની બહાર સુકાઇ ગયેલો બાગ હતો તેમાં જઇને ઉભો રહયો એટલે બાગ લીલો છમ થઇ ગયો અને ફુલના છોડને ફુલ આવ્યાં રાજા ઝાડ સાથે ઘોડો બાંધીને ઝાડ નીચે સુતા એટલે ઉંઘ આવી ગઇ એટલામાં એજ ગામના ઢેડ તથા વાઘરી હમેશ લાકડાં વીણવા આવતા હતા તેઓ જુવે છે તો બાંગ લીલો કલાર જેવો શોભી રહયો. અને અંદર એક ઘોડો અને એક પુરૂષ દીઠો તે જોઇ તે બાગની મા. લીક માલણ હતી તેની પાસે જઇ કહ્યું કે તારો બાગ લીલો છમ જેવો થઇ ગયો છે અને કોઇ મોટો પુરૂષ બાગમાં સુતોછે માલણ કહે કે તમને લાકડાં નહી મળ્યા હોય માટે તમે એમ કહો છો પેલા માણસોએ સમ ખાધા એટલે માલણ બાગમાં આવી પછી પોતે એમનાં પગલાંમાંથી ઝાડ લીલાં થયાં છે એમ ધારીને

ફુલ ચંદી હાર ગજરા બનાવી રાજાને આપવા જાય છે એટલે ઘોડે ખુખારો કરયો તેથી રાજા જાગી ઉઠયો ને માલણુ ઉભી રહી તેને મારૂએ પાંચ મોરો આપી માલણ જોઇ રાજી થઇ અને જાણ્યું કે આ કોઇ રાજા છે એમ ધારી માલણુ રાજાને પુછે છે.

દુહા—કિયારે મુલક પતિ છો રાજવીરે, કહો કયું રે તમારૂં મામરે; કહો૦ નહાની વયમાં બાહાર કેમ નીસરયા એવું શુંરે પડયું છે કામર; એવું ૧૬૩ ત જન મળે ત્રણ લોકમાંરે, રાજા છોહજી બાળે વશરે; રાજા૦ રાજા શારે દુખે તમે આવીયા. પ્યારા કેમ વેઠો પરદેશરે: પ્યારા. ૧૬૪ નોકર ચાકર નથી સાથમાંરે તમે એકલા આવ્યા છો આજરે; તમે૦ સત્ય બોલોને સદગુણી કુંવરજી, એવું શું છે અગત્યનું કાજરે; એવું ૧૬૫

અરથ—એ પ્રમાણે માલણના બોલ સાંભળી મારૂજી ઉત્તર આપે છે.

દુહા.—કોઇ દેશનો નથી રાજવીરે, બેન નથી કરતો હું રાજરે; બેન૦ પૃથ્વીપર દક્ષણા કારણે નીકળ્યો જોવાને કાજરે; નિકળ્યો ૬૬ નામ ઠામ ત્યાં બતાવીરે જ્યાં હોય૦ આ શેહેર શોભીતું જોઇને, પછી જઇશું બીજે કોઈ ઠામરે; ૧૬૭

અરથ.—મારૂજી માલણને કહે છે હે બેન હું કાંઇ રાજા નથી, પણ મુલક જોવા નીકળ્યો છું. માટે મ્હારૂં નામ ઠામ બાપનું નામ દેવાની કાંઇ મતલબ નથી ફક્ત આ શેહેરની શોભા સારી જોઇ વિચારયું કે દાણો પાણી હોય તો બે દિવસ રહીને બીજે ગામ જઇએ તે સાંભળી માલણ કહે છે કે હે મહારાજ, મેં તો સહજ જાણવા પુછ્યું તમે કાંઇ રોસ કરશો નહિં જો આ પને બે દીવસ કે તેથી વધારે દીવસ રેહેવાની મરજી હોય તો મ્હારે ઘેર પધારી સુખેથી રેહો. મ્હારાથી બનતી બરદાસ કરીશ તે સાંભળી

મારૂજી માલણને ઘેર ગયા ત્યાં ગાદી તકીયો નાખી તે ઉપર માન દઇ બેસારીને તેની સાથે નાના પ્રકારની મીઠી મીઠી વાતો કરી. ઘરમાં આવી પોતાની પુત્રીને હુકમ કરી નાના પકારની સ્વાદીષ્ટ રસોઇ કરાવી મારૂજીને તૃપ્ત કરી જમાડયા તે પછી પાન સોપારીનું બીડું ખવાડી વાતો કરી બહુ પ્રસન્ન કરયા મારૂજીએ પણ માલણની સાથે કેટલીક વાતો કરી તેનો સાર સમજી લીધો વળી શહેરના રાજા વિષે કેટલીએક જાણવા જોગ બાબતો પુછી લીધી તેના ખુલાસા બંધ ઉત્તરો મળતાં પોતે પ્રસન્ન થઇ કહે છે કે હે બેન તારી મમતા જોઇ હું સંતોષ પામું છું માટે હું આ શહેરના રાજા પાસે જઇ વાતચીત કરૂં પછી જો લખીત હશે તો ઠરાવ કરી અહાંજ ચાકરી રહીશ તે સાંભળી માલણ કહે છે કે બહુ સારૂં મહારાજ મારી પણ ખુશી છે કે આપના મીલાપથી મને બહુ આનંદ થાય છે તેમજ સહાય થશે માટે આપ રાજદરબારમાં પધારો. તે સાંભળી મારૂજીયે પોતાની પાસેથી મ્હોરો વટાવી પોતાને શોભે તેવો પોશાક લઇ દરજી પાસે તૈયાર કરાવી બણી ઠણીને રાજ સભામાં ગયો પણ ત્યાં કોઇને નમી જુહાર ન કરયો તેથી રાજા અને કચેરીના સર્વ જનો તેનું રૂપ અને ચંચળાઇ જોઇ વીચારમાં પડયા કે આ કોઇ મ્હોટા ભાગ્યશાળી રાજાનો કુંવર છે, તેથી કોઇને જુહાર પણ કરતો નથી, એવું વીચારી તેને પુછે છે.

દુહા.—કીયા સેહેરના તમે રાજવીરે નીશ્ચય કહો શુંછે આપનું નામરે વળી શા કારણ પરદેશડે એવું શું છે જરૂરનું કામરે એવું ૧૬૮ કોને દુખે બાહાર નીકળ્યારે હજી દીશો છો બાલે વેશરે હજી રાજ તેજ અતી ઝગમગે કેમ છોડયો પોતાનો દેશરે કેમ ૧૬૯

દુહા—અમેરે નથી સાજા રાજવીરે કાંઇ છોટે છે મ્હારૂં ગામરે આવ્યો છું હું પુરદેશમાં મ્હારે ચાકરી રહ્યાનું કામરે મ્હારે ૧૭૦

નામ મારૂં તેથી પાડીયુંરે મુને ઠાકોર ઠાકોર કહે છેરે મુને મેહેર કરી મુને રાખો તો હુંતો તેની હજુરમાં રહુંરે હુંતો ૧૭૧ અરથ મારૂજી કહે છે મહારાજ મારો દેશ અહિંયાંથી ઘણો દુર છે તે કેહેવાની કાંઇ જરૂર નથી વળી મ્હારૂં નામ પાડયું નથી તેથી મને સર્વ લોક ઠાકોર કહીને બોલાવે છે. હું પોતાની હુશીયારી જણાવવા સારૂ પરદેશ નીકળ્યો છું તે જ્યાં અન્નોદક લખીત હશે ત્યાં નીમકહલાલપણાની નોકરી બજાવી મારો ગુણ દેખાડીશ. એવો ઉત્તર સાંભળી રાજા રૂપસીંહ વીચાર કરે છે કે આ કો મહા પરાક્રમી રાજકુંવર છે એવું એના રૂપ ગુણ અને ચંચલાઇ ઉપરથી સાફ જણાય છે માટે એને ચાકરી રેવા વીષે પુછી જોઉં, એમ વીચારી રૂપસીંહ પુછેછે કે ઠાકોર, આપ એક મહીનાનો પગલા કેટલા રૂપીયા લેશો ? તે સાંભળી ઠાકોર ઉત્તર આપે છે કે એક એક મહીનાના સવા લાખ રૂપીયા પગારે લેશું ત્યાંજ રેહેશું. તે સાંભળી રાજા મોટા વીચારમાં પડી પોતાનાં પ્રધાનને પુછે છે કે પ્રધાન મારી સાથે એકાંત ઓરડામાં આવ્ય ત્યાં તને કાંઇ વીચાર પુછવા છે. એમ કહેતાં તે બેઉ જણ એકાંતે જઇ સામસામા ખુરશી ઉપર બેઠા ત્યાં રાજા પુછે છે કે પ્રધાનજી, આપણા સર્વ નોકરોના પગારના દરમાસે સવા લાખ રૂપીયા ખરચ થાય છે તેવી બીજી એક રકમ એક ધણીને કેમ અપાય ? અરે એ ઠાકોરમાં એવો શો સદગુણ હશે તે સમજાતું નથી. તે સાંભળી પ્રધાન કહે છે કે મહારાજ જેઓ બુદ્ધીના સાગર જેવા ગુણ ગંભીર હોય તે ભારે પગાર લે છે તેથી તેના વધારે ગુણ કરી દેખાડે છે. તે હરામનો પગાર લેનાર નહીં. માટે આપ તેની પરીક્ષા જોવા એક મહીનાની બોલી કરી રાખો તેમાં તમને ગુણ જણાય તો વધારે રાખજો. આ

વખત આપ નહીં રાખો તો તે ચાલ્યા જશે ને તેને કોઇ બીજો રાજા નોકરી રાખશે તો આપણી આબરૂ જશે. તે સાંભળી રાજા કહે છે કે તારી મરજી છે તો આપણે પરીક્ષા જોવા રાખીયે, એવો નીશ્ચય કરી સભામાં આવી ઠાકોરને કહે છે કે તમે કહો તે પગાર આપીશું તમે સુખેથી રહો. તે સાંભળી ઠાકોર કહે છે : કે તમે કબુલ થયા તો હું પણ રેહેવાને ખુશી છું પણ મારી રીત કહું તે સાંભળો સવારના દસ કલાક થયા પછી તમારી નોકરી સાંજના ચાર વાગ્યા સુધી કરી તે પછી મારી મરજી પડશે ત્યાં ફરવા જઇશ બીજું એ જે હુ. દેવ મુનીગુરૂ પાસે બ્રાહ્મણ સાધુ અને મારી જનતા એ છને નમુંછું તે શીવાય બીજા કોઇને નમતો નથી. માટે સભામાં આવતાં અને જતાં તમોને સલામ કરીશ નહીં હો ! તે સાંભળી રાજા કહેછે કે જે તમે કહો તે મ્હારે કબુલ છે. તમ ફક્ત મારી પાસેમધુરી વાતો કરી સાગટાં બાજી રમશો એટલે બસ છે. એવો ઉત્તર આપી બુકમાં તે ઠાકોરના નામના પગારનો આંક અને મીતી નોંધી રાખી. એટલે મારૂજીયે ઘેર જવાની રજા માગી માળણને ઘેર આવ્યા તે જોતાંજ પુછયું કે ભાઇ આપ રાજા પાસે જઇ શો બંદોબસ્ત કરી આવ્યા! તે સાંભળી ઠાકોરે થયેલી વાત બધી કહી સંભળાવી તે સાંભળી માલણ ખુબ ખુશી થઇને કહે છે કે હે ભાઇ તમ મારા માડી જાયા ભાઇ કરતાં અધિક વહાલાછો તેથી સુખેથી મારે ઘેર રહો હું તમારી સેવા કરવામાં કશી વાતની ખામી રાખનાર નથી. તે સાંભળી ઠાકોર કહે છે કે બેન ઠીક છે હું પણ તારો ગુણ ભુલનાર નથી. એવી પરસ્પર વાતો કરી માલણે નાના પ્રકારની સ્વાદીષ્ટ રસોઇ બનાવીને સુગંધી તલ મારૂને શરીરે મરદન કરી ગરમ પાણીયે નવરાવી દીલ કોરૂ કરી ધોએલાં વસ્ત્ર પેરાવી પાટલા ઉપર બેસારી રૂચી પ્રમાણે ભોજન કરાવ્યું જમી રહ્યા પછી બીડું ખવરાવ્યું એટલે દર-

બારમાં જવાની વેળા થઇ ત્યારે મારૂજી પોતાનો અમીરી પોશાક કર બારમાં ગયો ત્યાં રાજા પ્રધાનને સરવે સભાજનોયે માન આપ્યું પણ પોતે નમ્યો નહી પછી રાજાની સામે બેસી કેટલીએક વાતો કરી એટલે સોગઠા બાજી માંડી ઘણી ચતુરાઈથી રમત રમતાં ઠાકોર ઝીત્યા એમ નીત્ય નિયમ પ્રમાણે રાજસભામાં આવી રાજા પ્રધાનને રઇયત સર્વેને પ્રસન કરી સાંજના ચાર વાગે ઘોડા ઉપર બેશી ઢાલ તરવાર પીરતોલ બાંધી મરજી પડે ત્યાં ફરવા જાય એમ કરતાં ઓગણત્રીશ દહાડા થયા ત્યારે રાજા પ્રધાનને એકાંતે બોલાવીને કહે છે હે પ્રધાન આવતી કાલે એક મહીનો પુરો થશે તેના સવાલાખ રૂપીયા પગારના આપવા પડશે તેનો કંઈપણ ગુણ દેખાયો નથી, મેં તારા સુકન ઉપર બધી વાત કબુલ કરી છે. તે સાંભળી પ્રધાન કહે છે કે મહારાજ એના ગુણની આજે રાત્રીયેજ ખબર પડશે કેમકે આપણો ગોવાળ આજે ખબર લાવ્યો છે કે આપણા ગામને ગાંદરે એક રાક્ષસ આવ્યો છે તેણે કેટલાંક બકરાં અને બીજાં પશુઓ મારી નાખ્યાં તે પછી પાછો ઝાડીમાં ભરાઇ ગયો તે જો રાત્રીયે લાગ જોઇ ગામમાં પેસશે તો માણસોને ઘાત કરશે માટે તેનો બંદોબસ્ત થવો જોઇયે. એવી ખબર લાવ્યો છે માટે આજ રાત્રીયે એ ઠાકોરને દરવાજે ચોકી કરવા મોકલીશું ત્યાં એની સરવે હુશીયારીની ખબર પડશે એ રીતે પ્રધાને ઉત્તર આપ્યો તે રાજાએ કબુલ કરી ઠાકોરને કહ્યું કે આપણા ગામ બાહાર એક ઘાતકી રાક્ષસ આવ્યો છે તેણે કેટલાંક બકરાંને બીજાં પશુઓ મારી નાંખ્યા માટે તે ગામમાં પેશી જશે તો માણસોનો ઘાત કરશે માટે તમેં દરવાજાનો બંદોબસ્ત રાખી તે રાક્ષસનો ભય ટાળવો જોઇયે તે સાંભળી ઠાકોરે ઉત્તર આપ્યો કે મહારાજ એ ઘણી ખુશીની વાત છે એ મારા લાયકનું કામ મને જ બતાવ્યું તેથી એ ભય તત્કાળ ટાળી મારૂં નિમક હલાલ પણું

દેખાડીશ. એમ કહી પોતાને મુકામે જઇ વેહેલું ભોજન કરી માલણની રજા લઇ સરવે જોઇતાં હથીયારો સજી દીવસ આથમતાં પેહેલા સર દરવાજા બંધ રખાવી ફક્ત ઉગમણા દરવાજાની બારી ઉઘાડી રાખીને તેને ઓઠે ઉઘાડી તરવાર લઈ ઉભો રહયો ત્યાં રાત્ર પડીને થોડુંક અંધારૂં થયું એટલે ચારે કોર જોતોરાક્ષસ જોતો દરવાજા નજીક આવ્યો ત્યાં સુધી કોઇ પશુ કે માણુસ તેની નજરે આવ્યાં નહીં. કેમકે દીવસ છતાં ઠાકોરે ચોકસ બંદોબસ્ત કરયો હતો તેથી કોઇ સપાટામાં આવ્યું નહીં એટલે દરવાજાની બારી ઉઘાડી જોઇ ખુબ ખુશી થયો કે ગામમાં પેસવાને બારી ઉઘાડી છે એ પણ ઠીક તાલ પડયો એમ ધારી વાંકો વળી બારીમાં પેઠો એટલે ઠાકોરે જગેશ્વર મહાદેવનું સ્મરણ કરી સહાયતા માગી અતી જોરમાં શીરોઇની તરવાર તેની ડોક ઉપર મારી તેથી તેથી તેનું બીહામણું માથુ દુર જઇ પડયું તે જોઇ રાજ સેવકોએ તરત રાજાને તથા પ્રધાનને ખબર કરી એટલે તે બન્ને, અને બીજા કેટલાક લસ્કરી અમલદારો મશાલો તૈયાર કરાવી રાક્ષસનું કલેવર જોવા આવ્યા ત્યાં જોઇ સર્વ જનો આશ્ચર્ય પામી ઠાકોરની તારીફ કરવા લાગ્યા, કે એ કોઇ દેવાંશી શુરવીર રાજ કુંવર છે એમ સમજી રાજાએ ચાર બળદનું ગાડુ મંગાવી સેવકોએ કહ્યું કે આપણા ગામથી બે કોશ દુર જઇ જંગલમાં એની લાસ દાટી ગાડુ ધોઇ નાંખજો. એવો હુકમ કરી સહુ સહુને સ્થાનકે ગયા. ઠાકોરે બનેલી હકીકત માલણને કહી તે સાંભળી માલણે બહુજ પ્રસન્ન થઇ તેના દુખડાં લીધાં પછી થોડી એક વાતચીત કરી સુઇ રહ્યાં. રાજ સેવકો કહ્યા પ્રમાણે રાક્ષસની લાશ દાટી ગાડું ધોઇ પોતાને સ્થાનકે આવ્યા. તે પછી સવારનો પોહોર થયો એટલે નીત્યના નીયમ પ્રમાણે મારૂજી દરબારમાં આવ્યા ત્યાં રાજા પ્રધાનને સર્વ અમલદારો તથા સેવકોએ બહુ માન આપી કહ્યું કે આપના

સદગુણુના જે વખાણુ કરીયે તે થોડાંજ છે એમ કહ્યા પછી રાજાએ ઠાકોરને સવા લાખ રૂપીયા પગારના રોકડા આપીને ભારે કીમ્મતનું શેલુ તથા કરબી મંડીલ, સોનાનાં કડાં કંઠી અને હીરા જડીત્ર બે પોહોંચીયો તથા હીરા જડાવની મુઠવાલી શીરોહીની તરવાર અને ગેંડાની ઢાલ એટલાં વાના બક્ષીસ આપી કહ્યું કે તમોએ એક ઘડીમાં જે પોતાના સદગુણુ એને શુરવીરપણાની હુશીયારી દેખાડી છે તેનો બદલો મારાથી વાળી શકાયો નથી. હવે મને બધી વાતે આપની ખાત્રી થઇ. એવી વાતચીત થયા પછી ઠાકોરે શેહેરમાં સર્વ ઠેકાણે રસ્તાઓ સરખા કરાવી પાકી સડકો બંધાવી બે વખત પાણી છાંટવાનો હુકમ કરયો તેમ સાંજના રઇયતને વીશ્રાંતી પામવા અતી સુંદર વાડી બંગલા બંધાવી કેટલીક વાતમાં રાજાના હકમાં પેદાશ વધારી. એમ દીન દીન પ્રત્યે સુધારો કરવા માંડયો. એ વાત ઇહાં રહી તે પછી ચંપાવતી નગરીના રાજા કેસરીસાહિની પુત્રી ફુલાંદે નામે મહા રૂપ ગુણુની ભરેલી હતી તેના સાંભળવામાં એમ આવ્યું કે માંડવઘડના રાજા જસાજામની અણુમાનીતી રાણી દામાવંતીનો પુત્ર ગજરો નામે મહા ચતુર પરાક્રમી અને રૂપ ગુણુમાં ભરપુર છે તેથી એ વરની સાથે મહારૂં લગ્ન થાય તો બહુ સારૂં કેમકે મારાં માત પીતાયે આજ્ઞા આપી છે કે તું તારી ઇચ્છા પ્રમાણે સદગુણી વર બોલાવી પ્રસન્ન કરીશ તે અમારે કબુલ છે. એવો વીચાર કરી એક પોતાનો આશ્રીત બ્રાહ્મણુ હતો તેને બોલાવીને કહ્યું કે બ્રાહ્મદેવ હું તમને એક લખી આપું તે તમે લઇ માંડવઘડમાં જસાજામની અણુમાનીતી રાણી દામાવંતીના પુત્ર ગજશમારૂજી પાસે જઇ તને વંચાવીને તેની સાથે મારૂ વેવીશાળ નક્કી કરા વેહેલા આવજો એટલે હું તમને પુષ્કળ ધન આપીશ. એમ કહી તેને પત્ર

લખીને આપીને એકસો રૂપીયા વાટ ખરચીના આપી તરત વીદાય કર્યો. તે ઉતાવળી મજલ કરી માંડવગઢ આવી દામાવંતી પાસે ગયો ત્યાં સર્વ સમાચાર કહ્યા ત્યારે દામાવંતીયે ઉત્તર આપ્યો કે મ્હારા પુત્રને એના પીતાએ દેશવટો દીધો છે તેથી તે હાલમાં ઘેર નથી વનવાસ ગયો છે તે બાર પાછો આવે ત્યારે એ વાત કબુલ થાય એવો ઉત્તર સાંભળી બ્રાહ્મણ નીરાશ થઇ ત્યાંથી પાછો વળ્યો તે કેટલાંક શેહેર ફરી ફરી થ કયો પણ મનગમતું ઠેકાણું મળ્યું નહી પછી વીચારવા લાગ્યો જે ઘણે ઠેકાણે ફરયો તોય જોગ બનતો નથી. માટે હવે તો જે શેહેર આવશે ત્યાંના રાજાને ગજરો મારૂ ઠરાવી વેવીશાલ કરૂ તો કાંઇ ધને મલશે. એમ વીચારી રાજા રૂપસીંહના શેહેરમાં ( ગજરોમારૂજી ચાકર રહયો છે. ત્યાં ) આવ્યો તેવોજ રાજા પાસ દરબારમાં જઇ આશીરવાદ દઇ કહે છે કે ચંપાવતી નગરીના રાજા કેસરીસીંહની પુત્રી પુગ્રાંદે નામે મહારૂપ અને ગુણવંતી છે તેના હાથનો પત્ર લઈ માંડવઘઢના રાજા જસાજામની અણુમાનીતીના પુત્ર ગજરામારૂ સાથે વેવીશાલ કરવા ગયો હતો પણ ત્યાં તપાસ કરતાં સાંભળ્યું કે મારૂજીને એના પિતાએ દેશવટો દીધો છે. માટે ત્યાંથી કેટલાંક શેહેર ફર્યો પણ બરાબર ઠેકાણું મળતું નથી તેથી જો તમારી મરજી હોય તો તમારી સાથે વેવીશાળ નક્કી કરૂં. કન્યા રૂપગુણનો ભંડાર છે, તેથી તમારો દરબાર શોભાવશે. એવું સાંભળી રાજાએ પોતાના પ્રધાનને પુછી વેવીશાળ કબુલ કરયું પણ ફરી પુછ્યું જે તમારી વાત કુંવરીયે કબુલ કરી તો સારૂં પણ ન કબુલ કરે તો મારે પાછું ફરવું પડે તો આબરૂ જાય તે ઠીક નહીં તે સાંભળી બ્રાહ્મણ કહે છે કે, પુગ્રાંદે કે, હું કોઇ મારૂજીને દીઠે ઓળખતા નથી માટે તમનેજ ગજરોમારૂ ઠરાવીશું એવું સાંભળી એક બ્રાહ્મણને એક હજાર સોનામોહોર આપી એટલે તે

રાજી થઇ આશીરવાદ દઈ કહે છે કે મહારાજ હું આગ્ના માગું છું આપ સુશોભીત વસ્ત્ર અલંકાર પેહેરી મોહોટી જાન સોંઢાડી વેહેલા આવજો. એમ કહો. બ્રાહ્મણ તાકીદથી ફુલાદે પાસે આવીને કહે છે કે બાઇ સાહેબ ત્રમારા કહ્યા પ્રમાણે કામ ફતેહ કરી આવ્યો છું. તે સાંભળી બ્રાહ્મણને બસો સોના મોહોર આપી તે લઇ આશીરવાદ દઇ ઘેર ગયો. હવ બ્રાહ્મણ વીદાય થયા પછી રાજા રૂપસીહે પોતાના પ્રધાનને એકાંતે બોલાવીને કહ્યું કે ચંપાવતીના બ્રાહ્મણે ફુલાંદે સાથે લગ્ન કરવાનો નક્કી ઠરાવ કરયો છે. માટે હાથી ઘોડા રથ પાલખીયો તથા દાસીયોને તઇયાર કરી રથમાં બેસારો અમે પણ છે કે મહારાજ બધા તઇયાર થઇ જશું ત્યારે તમારી ગાદી બંને શેહેર કોણ સાચવશે ! તે સાંભળી રાજા કહે છે કે ઠાકોર ઘણો નિમકહલાલ અને વીશ્વાસુ માણુસ છે તેથી તે બધું સાચવશે. વળી એક બીજું કારણ છે જે ઠાકોર ઘણો રૂપ ગુણથી ભરેલો છે તેથી એને જોઇ ફુલાંદ પ્રસન્ન થાય તો મારી સાથે હરે નહીં માટે ઠાકોરને બોલાવો હું ભલામણ કરૂં તે સાંભળી પ્રધાન કહે છે કે સારૂં મહારાજ એમ કહી ઠાકોરને સરવે હકીકત સંભળાવીને ગાદીની તથા પોતાના સર્વે સેવકોની રઇયતની ભલામણ કરી કહ્યુ કે હે ઠાકોર ચંપાવતી નગરીમાં મારા લગ્ન કરવા જાઉ છું મને તમારી બધી તે પરીપુર્ણ ખાત્રી છે. તે સાંભળી ઠાકોર કહે છે કે મહારાજ આપ બધી વાતે નીર્ભય રહી પધારો લગ્ન કરી વહેલા આવજો એવી રજા મળતાં માટી ધામધુમથી જાન તઇયાર કરી, નગારાં નિશાન ચોઘડીયાં વગેરે વાજીંત્રો સહિત રૂડું મુહુરત જોઇ સીધાવ્યા તે વેળા નાના પ્રકારના વાજીંત્ર વજડાવી બંધુકના અવાજ કરી ચાલતા થયા. હવે ઠાકોરે વિચાર કર્યો કે રાજા મને પોતાની સર્વ રાજધાની સોંપી ગયા છે, તે હુ સંભાળીશ તેની કશી

ચિંતા નથી; પણ મને જાનમા સાથે તેડી ન ગયા તેનું શું કારણ હશે ! વારૂ મરજી તેમની. હું મારા કામમાં તત્પર રહું. એવું વિચારી સરવે દરવાનને તમે રાત્રી દીવસના ચોકીદારોને પોત પોતાની હદની ભલામણ કરી. શહેર ફરતાં ગામડાઓને મારગે ઘોડે સ્વાર સીપાઇઓને મોકલાવતાં કહ્યું કે વાટે જતા આવતા વટેમાર્ગુને લુંટારા લોકો ઇજા કરી લુંટે નહિ તે બાતની ચોતરફ સારી રીતે તજવીજ રાખજો. એમ સરવે ઠેકાણે ચંચળ સીપાઇઓને સોંપણુ કરી. દરબારમાં કચેરી ભરી રાજનીતી પ્રમાણે પ્રજા જનોને ન્યાય આપી રાજા કરતાં સરસ કામ ચલાવ્યું. હવે રૂપસીંહજી મોટી ધામધુમથી જાન લઈ નીકળ્યા હતા તે ચંપાવતી નગરી પાસે આવી રાજા કેશરીસિંહજીને જાણ કરી કે જાન આવી છે. તે સાંભળી રાજાએ મોટી ધામધુમથી સામઇયું લઈ માન આપીને પોતાની અતિ સુંદર ને મોટી વાડીમાં ઉતારો આપ્યો. રૂપસીહજી તે વાડી અને બંગલાની શોભા જોઇ ખુબ ખુશી થઇ પરણવાને આતુર થઇ વાટ જોયાં કરે છે, એટલામાં ફુલાંદેએ પોતાની હજુર દાસીને સંદેશો કહી વરરાજા પાસે મોકલી. તે તરત આવીને વર રાજાને કહે છે કે મહારાજ મારી બાઈ ફુલાંદેએ કહ્યું છે કે મ્હારો સ્વામી ગજરામારૂજી ઘણા રૂપ ગુણના ભંડાર છે, તેથી તેની પરીક્ષા જોવા મેં સાત રંગના સાત જુદા જુદા પડદા બાંધ્યા છે, ત્યાં જે પડદાની સમસ્યા કહું તેનો બરાબર ઉત્તર આપશે તો પરણીશ. કદાપી ઉત્તર કહિ આપે તો પરણવાની નથી એ રીતે મારી બાઈએ કહ્યું છે તે તમને જાહેર કરૂં છું. એમ કહી દાસીએ પોતાની બાઇ પાસે આવી કહ્યું કે તમારા સર્વે સમાચાર કહ્યા છે ફુલાંદે

કહે સારૂ. એમ કહી પડદા છોડવવાની સમસ્યા યાદ કરી રાહ જોયા કરે છે. દાસી સંદેશો કહી ગયા પછી રૂપસીંહ પ્રધાનને કહે છે કે, હે પ્રધાન, ફુલાંદેએ તો સાત રંગના સાત જુદા જુદા પડદા બાંધી દરેક રંગની જુદી સમશ્યા પુછે તે સર્વેના બરાબર ઉત્તર આપું તોજ મારી સાથે પરણે. હું તો કશાંએ સમસ્યા સમજતો નથી તો ઉત્તર શી રીતે દઉં ? અરેરે હવે તો પુર્ણ કમબખ્તી આવી. જો આ વખત ઠાકોર આપણી સાથે હો તો ઉત્તર આપત તેથી આપણુ કામ થાત. માટે હવે તો તે ઉપાય રહયો નથી, માટે આ ગામમાં આપણા છાના સેવકો મોકલી કોઇ બત્રીશ લક્ષણો પુરૂષ શોધી મંગાવો તે જો ઉત્તર આપે તો મારૂં કામ થાય. નિકર આબરૂ ગુમાવી પાછા જવું પડશે. તે સાંભળી પ્રધાને ચતુર સેવકોને સરવ બીના સમજાવી ચારે તરફ મોકલ્યા ત બત્રીશ લક્ષણાની શોધ કરે છે પણ જોઇએ તેવો કોઇ ચતુર પુરૂષ મળતો નથી તોપણ શોધ્યા કરે છે, એટલે એક કાસદે ઠાકોરનો પત્ર લાવી રૂપસીંહને આપ્યો તેમાં લખ્યું છે જે આપ દરબાર વિશેની તથા શહેર અને લસ્કરના બંદોબસ્ત વિષેની કશી ચીંતા કરશો નહીં બધી વાતનો બદોબસ્ત રાખ્યો છે. આપ લગ્ન કરી વહેલા પધારજો એજ વિનંતી. એવા પત્ર વાચી રાજા પ્રધાન બેઉ રાજી થયા. પણ પડદા છોડનારની રાહ જોયા કરે છે. કાસદને મોકલ્યા પછી ઠાકોરે પોતાના મનમાં વિચાર કર્યો કે રાજનો સર્વ ઠેકાણે સારો બંદોબસ્ત ચાલે છે માટે બહાર ફરવાનું નિશ્ચ કરી મારા ઘોડા ઉપર બેસી કોઇના કળ્યામાં ન આવે તેમ રાજા રૂપસીંહજીનાં લગ્નની ધામધુમ જોઇ વહેલે

આવને રહીશ. એવો નિશ્ચક કરી સરને અમલદારોને ભલામણુ કરી ફરવાનું મીશ કરી નીલના પોશાક લઇને પોતાનો ઘોડો તૈયાર કરાવી તે ઉપર અસ્વારી કરી પવનવેગે ચલાવી થોડા વારમા ચંપાવતીનગરી નજીક આવીને પોતાનો અમીરી પોશાક કહાડીને સુશોભિત ફકીરી પોશાક પહેરી શહેરમાં જઇ ઉતરવાનું એકાંત ઠેકાણું જોવા માંડયું એટલામાં એક અતિ સુંદર મશીદ જોઇ તેમાં ઘોડા સહીત આવ્યો ગયો, તેને જોઇને બીજા ફકીરો બોલ્યા કે કયું હજરત આપ કહાંસે આયે ઓર કહાં જાતે હો. ફકીર કહે છે, મૈખાલી ફીરનેકુ નીકલાહું સાયે મેહજીદ અચ્છી દેખકે દેખનેકુ આયા હાં. તે સાંભળી ફકીરો કહે છે જહતે આંજકી રાત યહાં ઠેરજાઓ, એવું કહી તેને ખાટલો ગોદડું પાથરી બસાડયો. પછી ઘોડાને પોતાની પાસે એક લીંબડાના ઝાડ સાથે બાંધી તેને ઘાસ તથા દાણો મુકયો પાણી પાયું તે પછી ફકીરોને પસંદ પડે એવી મીઠી મીઠી વાતો કરી સઉને ખુશી કર્યા.

એટલે રાજસેવકો જે બત્રીશલક્ષણો પુરૂષ જોવા નીકળ્યા હતા તે ચોતરફ રખડી રખડીને થાકયા પછી ફરતા ફરતા મશીદ પાસે આવીને કહે છે કે આખા શહેરમાં અથડાયા પણુ હજુ કોઇ મળ્યું નહીં માટે આ મશીદમાં જઇને જોયું તો ત્યાં એક ચંચલ નવો ફકીર જોયો એટલે તેની સામું જોઈ માંહોમાં કહે છે કે આને પુછી જોઇયે તો ઠીક એ શબ્દ સાંભળી નવો ફકીર કહે છે કે તું અપસ અપસ મેં કયા ગરબડ કરતે હો જરા ખબડદારીસેં બાત કરો, તે સાંભળી રાજ સેવકોએ કહ્યું કે તમે ગુજરાતી વાત બોલી જાણો છો અને એ ભાષાની સમસ્યા સમજી શકો છો ? તે સાંભળી ફકીર કહે છે કે હું બધુંએ બોલી જાણું છું એવો ઉત્તર મળતાં સેવકો કહે છે કે અ-

નગરના રાજાની પુત્રી ફુલાંદે સાથે અમારો રાજા પરણવા આવ્યો છે, પણ ફુલાંદેએ વરની ચતુરાઇ જોવા સાત રંગના સાત પડદા જુદા જુદા બાંધ્યા છે ત્યાં ઉભી રહીને દરેક પડદા આગળ જે સમશ્યા કહે તેનો ઉત્તર આપવો જોઇએ તે વીશે જો તમો જાણતા હો તો અમારી સાથે આવી પડદા છોડાવશો તો અમારા રાજા સાહેબ તમને ધન આપી રાજી કરશે. તે સાંભળી ફકીર કહે છે કે મારે ધનનું કઇ કામ નથી જો તમારા રાજાનું લગ્ન થતું હોય તો હું તે બાતમાં બહુ ખુશી છું પણ આ વાતખ રાજાને ખબર કરી રાજાનો લગ્ન સમાનો સરવે પોશાક લઇ આવો તે પહેરી સાતે પડદા છોડાવી નાખું એવું સાંભળી સવકોએ સર્વે બીના રાજાછે કહી. એટલો પોતાના લગ્નનો પોશાક ચાકરો સાથે મોકલ્યો તથા વરરાજા સાથે મોકલ્યા તે લઈ ફકીરને આપ્યા એટલે તેણે પહેલા રયણગીપ સેવકોએ કહ્યું કે તમે ફુલાંદેને કહો કે તે સમસ્યા પુછવા માંડે. વળી રાજાને કહેજો કે તમે આજ પોશાક પહેરી પરણવા બેસજો. છેથી તમારૂં કામ ફતેહ થશે એવા સમાચાર સાંભળી સવકે રાજાને તથા ફુલાંદેને જાણ કર્યું અહીં ફકીરે વરરાજાનો અમીરી પોશાક પહેરી પોતાના ઘોડાને તઇયાર કરી તે ઉપર અસવારી કરી ઘોડાને તરેહવાર ચાલ ચલાવી નચાવતો નચાવતો ફુલાંદેના મહેલ નજીક આવ્યો ત્યાં રસ્તાના સર્વે લોક તેની ચંચળાઇ જોઇ ખુશી થયા. એમ ફુલાંદે પણ નાઇ ધોઇને સોળે શણગાર તથા ઉત્તમ પ્રકારનો પોશાક પહેરી પોતાની બારીમાં થી વરરાજાની રાહ જોયા કરતી હતી તે પણ જોઇને બહુ ખુશી થઇ દાસીને હુકમ કર્યો કે વરરાજાજી પધારે છે તેને માનપાન આ-પીને પુડદા બહા ખુરશી નાંખીને બેસારજો એટલે હું સમસ્યા પુ-

છીશ એવો હુકમ કર્યો એટલામાં વરરાજા મહોલ પાસે ઘોડો નચાવતા આવી ઉભા રહ્યા એટલે દાસીએ આવીને કહ્યું કે અહો વરરાજાજી પધારોને બિરાજો આ ખુરશી ઉપર. મારી બાઈ પડદામાં તઇયાર છે તે તમને સમશ્યા પુછે તેનો ઉત્તર આપશો તો તે ખુશીથી તમારી સાથે પરથશે. તે સાંભળી વરરાજાએ ( ગજરામારૂજીયે ) ઉત્તર આપ્યો કે તમોને ગમે તે પ્રમાણે પૂછો. એવું સાંભળી દાસીયે પોતાની બાઇને કહ્યું કે તમોને ગમે તે પૂછો. એટલે ફુલાંદે પડદામાં કહી પ્રશ્ન પુછે છે. પહેલો ધોળો પડદો. ॥

દુહોઃ—પડદે આવ્યારે મારા વાલમારે, તમે કહોને પડદા કેરી રીતરે; તમે ધોળો પડદો કહી રાજા દાખવો, વકમાળ આરોપું આણી પ્રીતરે; વરમાળ૦ ૧૭૨ કાજા ઉત્તર દુહા, ધોળાં વનનાં ગઉધન ચરેરે, કંઇ ધોળો તે વનમાં કપાસરે; કંઇ૦ ધોળું દુધ પીને જીવે સર્વરે, એનો લીલા શ્રી અવિનાશરે; એનો૦ ૧૭૩ રાણી ફુલાંદે કહે છે, ભલોરે ઉત્તર આપ્યો રાયજીરે, તમે ભલો તે રાખ્યો રંગરે, તમે૦ હવે પીળો પડદો કહી દાખવો, તમને પોઢાડું સેજ પલંગરે; તમને૦ ૧૭૪ પડદો બીજો દુહા. ધોળો તે પડદો છોડી નાખજોરે, પછે પીળાની સુણજો રીતરે; પછી ક્ષણુ એકમાં ઉતર આપીને તમને પરણી થઇ જાઉં ખચીતરે; તમને૦ ૧૭૫ પીળો તે વનમાં શો પોપટોરે, કંઇ પીળી ચણા કેરી દાળરે; કંઇ૦ પીળો શોભે ગોરાંદેનો કંચવો, કશી કશીને પહેરે આણી વહાલરે; કશી૦ ૧૭૬ રાણી દુહા. ભલોરે ઉત્તર દીધો રાયજીરે, ભલો રાખ્યો હુશીયારીનો રંગ; ભલો૦ હવે રાતો પડદો કહી દાખવો તમને પોઢાડું સેજ પલંગરે, તમને. ૧૭૭ પડદો ત્રીજો દુહા પીળો પડદો પાછો કરોરે, પછી રાતાની સુણજો રીતરે; પળ

એકમાં કહી દાખવું, તમને પરણી લઇ જાવું ખચીતરે; તમને. ૧૭૮ રાજા ઉ૦ દુ૦ રાતી તે વનમાં ચનોઠડીયો, રાણી રાતો કસુંબો મજી-ઠરે; રાતો શોભે ગોરાંદેનો ચુડલો, બારે માસ પેરંતો દીઠરે. બારે૦ ૧૭૯ રાણી. ભલો ઉત્તર આપ્યો રાયજી, સુણી મનમાં તે થાય ઉમં-ગરે સુણી હવે કાળો પડદો કહી દાખવો તમને પોઢાડું સેજ પલ-ગરે. તમને૦ ૧૮૦ પડદો ચોથો રાજા, રાતો પડદો પાછો કર્યોરે, પછી કાળાની સુણજોરીતરે; પછી૦એને પળ એકમાં કહી દાખવું પ્યારી પરણી લઇ જાશું ખચીતરે, પ્યારી. કાળો તે વનમાં કોશીયોરે તેથી કાળો છે અતીશે કાગરે; તેથી૦ કાળો શો ગોરાંદેનો ચોટલો જાણે શોભે તે કાળો નાગરે; જાણે૦૧૮૨ રાણી દુ૦ ભલો અર્થ કર્યો રાયજીકે, તમે રૂડા કહ્યા છે રંગરે; તમે૦ હવે લીલો પડદો કહી દાનીવો. તમને પોંઢાડું સેજ પલંગરે; તમને૦ ૧૮૩ પડદો પાંચમો રાજા દુહા. કાલો પડદો પાછો કરોરે. સુખે લીલા કેરી રીતરે; સુખે૦ પલ એકમાં કહી દા-ખવું, તમને પરણી લઇ જાઉં ખચીતરે; તમને૦ ૧૮૪ લીલો તે વનમાં વાલોળીયારે, વળી લીલો તે જવનો છોડરે, વળી લીલો શોભે ગોરાંદેનો સાળુડો, અંગે ઓઢતાં પોહોચે કોડરે; અંગે ૧૮૫ રાણી દુહા ભલો કહયો ભુપતીરે, તમે ભલો ભજાવ્યો છે રંગરે તમે૦ હવે કાંબરો પડદો કહી દાખવો, તમને પોઢાડું સેજ પલંગરે; તમને૦ ૧૮૬ રાજા દુ૦ લીલો પડદો પાછો કરોરે, પછી સુણો કા-બરા કેરી રીતરે; પછી૦ એક પલકમાં કહી તમને દાખવું, તમને પરણી લઇ જાશું ખચીતરે, તમને ૧૮૮ કાબરા રબારી ગેર ઘે-ટારે, રાણી કાબરી ભાવસાર ઘેર ભાતરે કાબરી દીસે ગોરાદેની આ

ખડી, તેતો આંજતી માઝમ રાતરે, તેતો૦ ૧૮૮ ભલો કહી તમે દાખવ્યોરે, રાજા ભલો ભજાવ્યો રંગરે; રાજા રાતો પડદો કહી દાખવો તમને પોઢાડું પલંગરે તમને૦ ૧૮૯ પડદો પાછો કરોરે રાણી ફરતાની સુણજો રીતરે; રાણી પળવારમાં છોડવું એહને, તમને પરણીને જાશું ખચીતરે; તમને ૧૯૦ પડદો ૭ ફરતો ગોરાંદેનો રેંટીયો, જેની તીખાં લોઢાની ત્રાકરે જેની૦ ૧૯૧ સાત છોડયાને વળી છોડશુંરે, રાણી પુછો તે જવાબ દઉંરે રાખો હઇયામાં ઓરતો પણ દીઠે પુછો તે કહુંરે; વેણ૦ ૧૯૨ રાણી કહે છે. દુહા. ૩૫ જોઈ હરખી સાહ્યબારે, મુને વાગ્યાં તે મોહના બાણરે, પેલા ભવનાં પુણ્યે પામીયાંરે, સ્વામી ચૌદ વીધા ગુણ જાણરે; સ્વામી૦ ૧૯૩ પડદા છોડયા મારા વાલમારે, હવે રેહેતી નથી મને ધીરરે, હવે૦ વરમાળા આરોપું હેતસ્હિરે, થાપું કરી નણદી કેરા વીરરે; થાપું૦ ૧૯૦ ભલાં કહ્યાં ભલાં સાંભળ્યાંરે રાજા ભલો ભજાવ્યો રંગરે, રાજા ગડબડ પડદો કહી દાખવો તમને પોઢાડું સેજ પલંગરે. તમને ૧૯૫ રાણી ફુલાદે કહે છે કે હે પ્રાણનાથ તમેં મહા ચતુર છો તેથી મેં જે જે સમશાઓ પુછી તેના ખુલાસા બધ ઉત્તર આપ્યા તેથી મારા મનનું સર્વ સમાધન થયું, માટે હે કૃપાનાથ આપ મારી સાથે પરણીને મને પોતાની અરધાંગના કરો પણ હે મહારાજ, તમે સાત પડદાની સમશાના ઉત્તર આપ્યા તેમ આઠમા ગદબદ પડદાની શમશાનો ઉત્તર આપશો તો હું બહુ પ્રસન્ન થઇશ તે સાંભળી રાજા કહે છે, પડદો આઠમો; રાજા૦ દોહાપાડ ન પાછા કરો કામંનીરે, તમે આવી બેસો સંનમુખરે; તમે૦ ગદબદ પડદો કહી દાખવું. પછી પરણી પમાડું સુખરે, પછી ૧૯૬ ગદબદ ધીને સાકરાંરે રાણી ગદબદીયો કંસારે રાણી ગદબદ રાણીની

સેજે ફુલડાં તેમાં પોઢો ફુલાદે નારરે. તેમાં; ૧૯૭ એવી રીતે રાજાએ ઉત્તર આપ્યો તે સાંભળી ફુલાદે બહુ પ્રસન્ન થઈને કહે છે હે રાજાજી હવે મારા મનને એક ક્ષણ વારની ધીરજ રહેતી નથી. માટે તમે જાન તૈયાર કરી પરણવા આવો. હું પણ મારા પિતાને કહી સરવે સામગ્રી તૈયાર કરાવું છું. રાજા કહે સારૂં એમ કહી પોતે ઘોડા ઉપર બેશી પોતાના ઉતારા ભણી (મશીદમાં?) ચાલ્યા તે તરત પોંચતા પોતાના અંગ ઉપરનો સરવે પોશાક ઉતારી રાજ સેવકોને કહ્યું આ પોશાક લઇ રાજાને આપી કહો કે મહારાજ આ પોશાક પહેરી તરત લગ્ન કરવા પધારજો. કેમકે રાણીની આડે પડદાની સરવે સમસ્યાનો ઉત્તર આપી બધા પડદા છોડાવી નાંખ્યા છે માટે તે વિષે હવે તમને કશી હરકત થાય તેવું નથી, પણ પરણીને કન્યા તેડી તરત પોતાને શેહેર પધારજો. ઝાઝીવાર રોકાશોં તો તેમાં શોભા નથી કેમકે આપણા રચેલા પ્રપંચની કાંઈ ખબર પડશે તો ફજેતી થશે. માટે બધી વાતની હુંશીયારી રાખજો. એમ કહી રાજ સેવકોને વીદાય કર્યા પછી પોતે વીચાર કર્યો કે હવે મારે એક ક્ષણવાર રહેવાની જરૂર નથી માટે તઈયારી કરૂં એમ વીચારી મલી દમાના સરવે ફકીરોને પોત પોતાની લાયકી પ્રમાણે રૂપીયા વેહેંચી સરવેને સલામ આલેકુમ કરી ઘોડા ઉપર બેશી પવન વેગે પોતાને સ્થાનકે જઇ માબાપને મળી વાતચીત કરી જમીને પાન સોપારી ખાઇ દરબારમાં જઈ સરવે અમલદારોને પુછી સરવે કામ પોતે સભાળી લીધું એટલામાં સેવકોએ રાજા રૂપસીંહજીને વર રાજાનો પોશાક આપી સરવે કહી સંભળાવી એટલે પોશાક પહેરી સરવે જાન તઈયાર કરી બાજતે વાજતે લે કન્યાને માંડવે જઈને તોરણે ઉભા રહ્યા એટલે સાસુજી થઈ-

રસ્તા પ્રમાણે પુંખી લઇને ગોરના કહ્યા પ્રમાણે લગ્નનું કામ ચલાવ્યું ફુલાદેને તેનો મામો માહ્યરામાં તેડી લાવ્યો પછી રાજા રાણીયે વીધી સહીત કન્યાદાન આપી તરેહવાર વસ્ત્રને અલંકાર આપ્યા. ત્યાં નાના પ્રકારના વાજીંત્ર વગડાવી ધોળ ગાઇ મંગળ વરતી લગ્ન સમારંભ પુરો કરી સઉને ગુલાબજળ છાંટી ફુલના તોરા ને પાનનાં બીડાં આપ્યાં પછી જાનને ઉત્તમ જમણુ આપી બીજે દહાડે પહેરામણી રૂડી રીતે કરી જાન જમાડીને કન્યાં સુદ્ધા સરવેને ધામધુમથી વીદાય કરત બ્રાહ્મણો વગેરે સરવે જાચકોને દાન આપ્યાં તેથી સરવે મળી વર કન્યાને આશીર્વાદ દીધા પછી સરવે વિદાય થયા તે પોતાના શેહેર નજીક આવી બંદુકના અવાજ કરાવ્યા તે વાતની ઠાકોરને ખબર પડતાં મોટી ધામધુમથી સામૈયું લઇ પોતાના ઘોડાને શણગારી તરેહવાર ચાલથી નચાવતો નચાવતો રાજા રૂપસીહની સામો આવ્યો દારૂખાનું ફોડાવી મોટી ધામધુમ કરાવી એટલામાં ઠાકોરનો ઘોડો ભડક્યો તે મસ્તીથી માથા ઉપરનું કસબી સેલું નરમ પડયું તેથી પોતાના વાળમાંથી સુંગધી મોગરાના તેલની ખુશબો આવી તેમજ પોશકમાંથી બસરાઇ ગુલાબના અત્તરની ખુશબોનો ભપકાદાર નીકળ્યો તે રાણી ફુલાંદેના રથમાં આવ્યો તેથી પોતે આશ્ચર્ય પામીને ખાસ કરીને પુછે છે કે હે દાસી આવી કીમતી અત્તરની સુગંધી એકાએક ક્યાંથી આવી તે કહે. તે સાંભળી દાસી કહે છે.

દુહા.—પડદા છોડી ગયા રાજવીરે, સુનો એવો તે સંદેહ થાયરે એવો ઘોડાને એવો સાહેબો. ગુણીયલ ગજરોમારૂ ચાલ્યા જાયરે; ગુણીયલ૦ ૧૯૯ ચતુરવા બાર કાંઇ તેમનોરે રૂપે દીસે તે બાળે વેશરે રૂપે૦ રૂડી સુગંધી આવી ત્યાં થકી. કાંઇ વીખરાયા શીરના કેશરે;

કાંઈ૦ ૨૦૦ અરથ દાસી કહે છે હે બાઇ સાહેબ જેણે આપણા મેહેલમાં આવી પડદા છોડાવ્યા હતા તેજ વરરાજા તેજ ઘોડા ઉપર લટકમાં ચાલે આવ્યા છે તેમના કેશનો અબોડો છુટી ગયો છે તે- માંથી આ સુગંધી આવે છે, એવી વાત સાંભળી રાણી ફુલાંદે કહે છે કે હે દાસી જેણે મારી સમસ્યાનો ઉત્તર આપી પડદા છોડાવ્યા હતા તેજ ગજરામારૂજીને પરણી છું માટે આ કીયો રાજા ઠગ બાજી રચી મને અહીઆં તેડી લાવ્યો છે. તેના નામની તપાસ કરી મને કહે, તે સાંભળી દાસી કહે છે હે બાઇ સાહેબ, પડદા છોડાવ્યા તેનું નામ ગજરામરૂજી અને આ નગરનો રાજા હાલ તમને તેડી લાવ્યો છે તેનું નામ એની જાનમાં માણુસો રૂપસીંહ કહે છે. તે સાંભળી ફુલાંદે કહે છે કે મારા રથનો પડદો આઘો ખશેડ એટલે હું નજરે જોઇને ઓલખુ, દુહા. ઝટપટ દાસી પડદો ખોલજેરે. મન મારૂ જોયાની ખં- તરે, મને૦ રૂપસીંહ છે મારો બાંધવો. રૂડો ગજરોમારૂ મારો કંથરે રૂડો૦ ૨૦૧ રૂપસીંહનો ચુડો મેં ભાંગીયોરે, ગજરામારૂનો ચુડો હા- થરે, ગજરા૦ રૂપસિંહના શેહેરમાં નહીં સંચરૂ, નહી જાવું હું એની સાથરે. નહીં ૨૦૨ એ પ્રમાણે ફુલાંદે કહે છે કે હે દાસી તું ઝટ પડદો ખોલ એટલે હું મારુજીનું ચંદ્રમા જેવું તેજસ્વી મુંખ જોઈ સંતોષ પામું. મેં તો મારૂજીના નામનો ચુડો પહેર્યો છે. રૂપસીંહે દગ- લબાજી રચી માટે હાલ તેની ખબર પડતાં તેના નામનો ચુડો મેં ભાગી નાખ્યો છે, એથી તેના નગરમાં મારે પગ મુકવો નથી એમ કહી પડદો ઊચો કરાવી જોયું તો છેલ છબીલા મારૂજી ઘોડો નચા- વતા નચાવતા સામા આવે છે, તેને જોઇ ફુલાંદે અત્યંત મોહ પામીને રૂપસીંહજીયે ઠાકોરને (ગજરામારૂજીને) પોતાના શહેરની સરવે ખબર

પુછી ત્યારે ઠાકોર કહે મહારાજ, ઇશ્વર કૃપાથી સહુ કુશળ આનંદમાં છે. એમ વાતચીત થાય છે. એટલે જાનના માણુસ ગામમાં જવા માંડયા પણ ફુલાંદેએ રથ હંકાવ્યો નહીં. ત્યારે રૂપસીંહે પુછ્યું કે તમે રથ ઉભો કેમ રાખ્યો છે, ગામમાં ચાલો. તે સાંભળી ફુલાંદે કહે છે કે હે રાજા હું પતીવરત કરૂં છું. તેથી હાલ ગામમાં નહીં આવું ચાર વરસે પુરૂં થશે ત્યારે આવીશ એવી રીતે રાણીનાં વચન સાંભળી રાજાએ ગામની બાહાર પોતાના સુંદર બાગમાં બંગલામાં ઉતારો આપ્યો ને તેની તેહનાતમાં દાસ દાસીયો આપી જે જોઇએ તે સરવે સાહિત્યો મોકલી દીધાં. પછી પોતે જાન સહિત ધામધુમથી પોતાના મેહેલમાં આવી રાજ સંભાળી લીધું. તે પછી કેટલેક દીવસે ફુલાંદેએ ચાકરો સાથે રૂપસીહને કાવ્યું કે મારે આ વાડીમાં એક અતી સુંદર સરોવર બંધાવવું છે. માટે કડીયા સલાટ મીસ્તરી વગેરેને મોકલી દેજો. તે હુકમ સાંભળી સરવે કારીગરોને મોકલી પથ્થરોની બાંધણીથી તલાવ ખોદાવી ચણાવવા માંડયુ ને કેટલેક દીવસે પુરૂ થયુ એટલે સરવે કારીગરોને પોતાની પાસેથી પઇસા ચુકવી આપ્યા પછી વીચાર કર્યો કે મારૂજી ફરવા નીકળશે ને આ રસ્તે આવશે તો ઘોડો પાવાના મસે આ સરોવર ઉપર આવશે તે વેળા એકાન્તે વાત થશે એવો વીચાર કરી વાટ જુએ છે, એડલે એક દીવસ ગજરોમારૂજી બાહાર હવા ખાવા નીકળ્યા તે ફરતા ફરતા ફુલદેની વાવ પાસે આવ્યા. એટલે ઘોડાને તરશ લાગી તેથી નીરભયપણાથી વાડીમાં જઇ નવા તળાવમાં પાણી પાવા માંડયું તે બંગલાની બારીમાંથી જોયુ એટલે તેને કહે છે. દુહા નથી ખોદાવી ચણાવીયારે છેલા નથી બંધાવી પાળરે, એમાં ચકલાં ચાંચ બોળે નહીં, માટે ઘોડો પીતો તુ ખાળ્યરે; માટે ૧૦૩ અરથ ફુલાંદે કહે છે હે છેલરાજા આ સરોવર કંઇ તમે

બંધાવ્યું નથી જે. નીરભય થઇ ઘોડાન પાણી પાઓ છો તે ઠીકનહી, માટે ઝટ રોકી રાખો. એવા આકાશ બોલ સાંભળી મારૂજીએ તરત લગામ ખેંચી; રાણી પાણીથી થયાં શું પાતળાં, તમે લ્યો પાણી કેરાં દામરે તમે. ૨૦૪ અરથ મજરામારૂજી કહે છે. હે રાણી જેઓ જેઓ શ્રીમંત ઉદાર અને ધરમાતમાં પુરૂષો કીંવા સ્રીયો છે તે પ- રોપકારને સારૂ ઘણું ધન ખરચી સદાવ્રત ધર્મશાળા તળાવ વાવ્ય અને કુવા વગેરે બંધાવે છે તેથી પશુ પક્ષી એ માણસો વગેરે બહુ સુખી થાય છે. એવું જાણી મારા તરશા ઘોડાને પાણી પાવા આવ્યો તે મોહોડુ બોલતાંજ બુમ મારી અટકાવ કરયો તે ઉપરથી સાફ જ- ણાય છે જે તમે પાણીથી પાતળાં થયાં માટે મારે તમારૂં જરાએ સપાડુ નહી જોઇએ લ્યો તમારા પાણીના દામ. એમ કહીને પોતાના હાથમાંનું સોનાનું કડુ કાઢી તેના મહેલમાં ફેંકી રીસ ચઢાઠીને ઘોડા ઊપર અસવાર કરી ચાલવા માંડયું તે વેળા કુલાદે પસ્તાઇને કહે છે. દુહા ડગલું ભરોતો મારા સમ છેરે; તમને રામચંદ્રની આણરે તમને ત્રાંબા કુડી રાજા જલ ભરૂં તેમાં ઘોડા પાઉ નીરવાણરે. તેમાં ૨૦૫ ઘણે દીવસે વીજોગ ભાગીયોરે મુને હરખ વાધ્યો ઘણો અં- ગરે, મુને મ્હોલમાં પોઢોને મારૂ પાતળા તમને પોડાડું સેજ પલં- ગરે, તમને ૨૦૬ અરથ રાણી કુલાદે કહે છે કે હે રાજા, તમે પરમ વીવેકીને મહાબુદ્ધીમાન થઇ ખાલી મશ્કરીની વાત ઉપરથી આટલી બધી રીસ શુ કરવા કરો છો. અરે મહારાજ અમારી એટલી ચુક થઈ તેની ક્ષમા કરો. એમ હાથ જોડીને વળી કહે છે કે હું ઘણા દીવસથી તમને મળવાની વાટ જોયા કરૂ છું એટલામાં આજે પરમેશ્વરે દયા કદી તેથી આપનો મીલાપ થયો. વળી રૂપ- સીહનો પરપંચ મારા જાણ્યામાં આવતાં મેં પણ ઘટતો ઉપાય કરી

કહ્યું કે મેં બાર વરસ સુધી પતીવ્રત લીધું છે તે પુરૂં થયે નગરમાં આવીશ એવું કહ્યું છે તે આપ પ્રાણ પ્રીય પતીનેજ માટે ને તમે તો રીસાઇ જાઓ છો તે હું જવા દેનાર નથી. જો આપ મારા મેહેલમાં ન પધારો તો તમને રામ દુવાઇ છે અને મારા સમ છે. એમ કહી મારૂજીને સાષ્ટાંગ દંડવતે પ્રણામ કરયો તેથી મારૂજીના મનમાં દયા આવી એટલે રાણી કુલાંદેને કહે છે કે પ્રથમ મારા ઘોડાને શાંત કરૂં તે પછી તમારા મ્હેલમાં આવું. એવું સાંભળતાં રાણીએ તેને ઉત્તમ ઘાસના પુળા નંખાવીને એજ સરોવર ઉપર ચાકર સાથે મોકલી પાણી પાઇને તોબરામાં ચણા ઘાલી ખવરાવ્યા તે જોઇ મારૂજી મેહેલમાં ગયા ત્યાં રાણીરે બહુ મન દઈ પોતાના સુંદર પલંગપર બેસાડીને પાણી પાઈ પાનનાં બીડાં આપી નાના પ્રકારના હાસ્ય વીનોદની વાતો કરી પોતાના છેલ સ્વામીને બહુ પ્રસન્ન કર્યા વળી રસોઇયાને આજ્ઞા કરી નાના પ્રકારની સ્વાદીષ્ટ રસોઈ કરી રૂચી પ્રમાણે જમાડી પાન સોપારીનાં મસલાદાર બીડાં આપ્યાં તે ખાઇને મારૂજી ખુબ ખુશી થયા પછી સોગટા બાજી માંડી તેમાં ખુબ તાલ પડયો. ઘણીવારે બાજી પુરી થઈ ત્યાં મારૂજી જીત્યા તે પછી નીંદ્રા આવી એટલે રાણીને કહે છે કે હવે મને રજા આપો તો મારે મુકામે જાઊં રાણી કહે આ આપણું તમારૂંજ મુકામ સમજી હઈજ સુઇ રહો. એવું સાંભળી પોતે કુલાંદેના પલંગપર સુઇ રહ્યા તે પ્રભાતે ઉઠી દીશા જંગલ જઇ આવી હાથ પગ ધોઇ મુખ માંરજને કરી કહ્યું કે હે રાણી હવે મને રાજી થઈ રજા આપો તો હું મહારે મુકામ જઇને વેળા થએ રાજ દરબારમાં જાઊં તે સાંભળી કુલાંદે કહે છે કે મહારાજ જ્યારે તમે પડદા છોડાવી પરણાવીને આવ્યાતા તે સમયજ તમારી ચંચળાઇ જોઇ જે મને મોહ લાગ્યો છે તે દીવ-

સથી આપનો ફરી મીલાપ થવા ચાહાતી હતી તે પણ થયો તેથી વીશેષ માયા બંધાઇ છે માટે હવે તમારા વીયોગથી એક પણ મારાથી રહેવાસે નહીં માટે તમારા મોહોલમાં લાવી આપ રાત્રીએ નીત્ય આવજો. મારૂજી કહે એમ કરીશું એવો ભરૂસો આપી ઘોડેશ્વાર થઈ માલણને ઘેર આવી સરવે હકીકત કહીને પડોશુંનું એક મ્હોટું ઘર વેચાથી લઇ તેનો પાયો ખોદાવી મજબુત સારા કારીગરો પાસે બંધાવા માંડયું તેની ભલામણ માલણને કરી વેળા થયે જમીને નોકરી ઉપર ગયા ત્યાં રાજા પ્રધાને અને બીજા સરવે કારભારીયોયે માન માન દઈ બેસાડી નાના પ્રકારની વાતો કરવા માંડી એટલે ઠાકોરને ઝોકાં આવવા લાગ્યા તે જોઇ રાજાનો એક કાણીયો સીપાઈ મહા ચતુર હતો તે કહે છે. દુહો. આજની આંખ્યોરે ઠાકોર રાતીયોરે. દીશે ઉજાગરાનુ ઘેનરે; દીશે૦ ઠાકોર કોને મ્હોલે રંગ માણીયો, જાણે જાગ્યા છો સારી રેનરે; જાણે૦ ૨૦૭ ॥ અરથ ॥ એવું સાંભળી મારૂજી કહે છે. ॥ દુહો. ॥ અમે ગયાતા રાયની વાડીયેરે, ત્યાંતો સાથી મળ્યા દશ વીશરે; ત્યાંતો૦ કેસર કસુંબો ઘોળીયો, તે પીધાની કેફ છે શીશરે; તે પીધાની૦ ૨૦૮ અરથ, એવું સાંભળી ફરીને કાણીયો કહે છે. દુહો. અમલની કેફો ઠાકોર ઘેરીયોરે, કાંઈ મારયાં સોરંગીનાં બાણુરે; નેણ બળે છે નારી નીરખ્યાનાં, શું સમજાવો ચતુર સુજાણરે; શું ૨૦૯ અરથ, કાણીઓ સીપાઇ કહે છે કે ઠાકોર અમલની કેફ તો ઘેરી હોય છે, પણ આતો કોઈ પ્યારી સાથે રસ ભરેલી વાતો કરતાં ઉજાગરો થયો હોય એવી રાતી જણાય છે એવું સાંભળી ઠાકોરને બહુજ રીસ ચડી તેથી કાણીયાને ધમકાવીને કહે છે અલ્યા એ શરમી કાણા તું તારા મનમાં જાણતો હશે જે હું મારી હુશીયારી જણાવું છું પણ એ હુંશીયારી નહી, પાકી મુરખામી કહેવાય; જે સભા વચ્ચે

તું રાજાની અને આ વીવેકી પ્રધાનની પણ શરમ નથી રાખતો તો કાલે રાજાને પણ તું ન પુછવાની વાત પુછીશ, એવો ઉત્તર આપ્યો તે રાજાયે સાંભળી વીચાર કર્યો કે ઠાકોરનું કહેવું સત્ય છે એમ ધારી પ્રધાનને કહે છે આ કાણીયાને એક માસ સખ્ત મંજુરીની કેદમાં રાખી છુટયા પછી ચાકરીએથી રજા આપજો. એવું સાંભળી કાણીયો ખુબ પસ્તાઇને રડતો રડતો રાજા પ્રધાન અને ઠાકોરને પગે લાગીને બે હાથ જોડી કહે છે કે મહારાજ આજે મેં માઝમ ખાધી છે તેના કેફમાં કાંઈ બોલાયું તે માફ કરો હવે કોઈ દીવસ નહીં બોલું. એવાં દીન વચન સાંભળી ઠાકોરે તથા રાજા પ્રધાન ક્ષમા કરી કેટલીક વારે ઠાકોરની ચાકરીનો વખત પુરો થયો એટલે ઉઠીને પોતાને ઘેર ગયા ત્યાં નવા ઘરનુ તથા ભોંયરાનું કામ તાકીદથી રાત દીવસ ચલાવી કેટલેક દાહાડે પુરૂં કરાવી રાત્રીયે તે ભોંયરામાંથી કુલાંદેને મોહોલે જઈ હાસ્ય વીનોદમાં રાત્રી ગુજરી સવાર થયે ભાંયરામાં થઇ પોતાને ઘેર આવી વેળા થયે રાજદરબાર જઇ નોકરી બજાવી રાજાના હકમાં ધનનો વધારે ફાયદો કરી બતાવે એથી રાજાને પણ ઠાકોર બહુ પ્રસન્ન પડવા લાગ્યો એમ કરતાં બાર વરસ પુરાં થયાં આરે રાજા રૂપસીહે વીચાર કયો કે રાણી કુલાંદેના વ્રતની મુદ્દત પુરી થઇ છે માટે આજે રાત્રીયે એને મોહોલે જાઊં તો ઠીક થાય. એમ વીચારી રાત્રી પડી એટલે પોશાકમાં અત્તર છાંટી બણી ઠણીને કુલાંદેને બંગલે ગયા એટલે દાસીયે જોઇને પોતાની બાઇને ચેતવણી આપી કે રાજા રૂપસીંહજી મોહોલમાં પધારે છે તેની ખબર કહું છું તે સાંભળી કુલાદેએ ગજરામારૂજીને ઝટ ભોંયરામાં સંતાડયા એટલે રાજા મહેલમાં આવ્યા તેને જોઈ રાણીયે મોહો ઉપરનું માન આપી ખુરશી ઉપર બેસાડયા એટલે રાજા કહે છે કે રાણી તમારા વ્રતની

મુદત પુરી થઇ છે તે સાંભળી રાણીયે ઉત્તર આપ્યા નહી એટલે ચારે તરફ નજર કરી જોયું તો પલંગની પાસે ખીંટી ઉપર ઠાકોરનું કસબી મંડીલ જોઇ વીચારયું કે આ મંડીલ ઇહાં કયાંથી આવ્યું એમ ધારી રાણીને પુછે છે.

દુહા.—રાજા કહે રાણી સાંભળોરે, કાંઇ પુછીને પામું પારરે; કાંઈ. સાચુ બોલો તમે સત્યવંતી, રાણી કેટલા પુરૂષ ધર નારરે; રાણી. ૧૧૦ અરથ. રાજા રૂપસીંહ કહે છે કે હે રાણી તમે કેટલા પુરૂષની નારી છો. અને આ કસબી ફક્કડ મંડીલ કોનું છે તે કહો. તે સાંભળી રાણી કહે દુહો. સાચું કહું રાજા શત્યવંતારે, તમે સુણજો સઘળો સારરે; તમે૦ પતીવ્રતા ધરમ અમે પાળીયે; કાંઈ ચાર પુરૂષ ધર નારરે કાંઈ. ૨૧૧ અરથ. રાણી કહે છે કે હું ચાર પુરૂષની નારી છું ને પતીવ્રતનો ધર્મ પાળું છું. એવું સાંભળી રાજા કહે તે.

દુહો.—પતીવ્રતા નારી એકનીરે ચાર કન્યા તે કહોને આપરે; પર પુરૂષને સતી જાણશે, જાણે હોય તે ભાઇ બાપરે; ૨૧૨ તે શાંભળી રાણી કહે છે

દુહો—જેરે પલંગમાં હું પોઢું છુંરે, તેને પાયા છે રૂડા ચારરે; તેને પાયા તેની વચમાં જાઇ હું તો સુઇ રહું માટે ચાર કહ્યા ભરથારરે; માટે ૨૧૩ તે સાંભળી ફરી રાજા કહે છે કે સાચુ કહો, ત્યારે રાણી કહે છે. દુહો૦ સાચું કહુંરે રાજા માનજોરે તમે સુણીને પામજો પારરે; તમે૦ જીવતાં લગી એક ઝંખીયે, અમે તેરે પુરૂષ ધર નારરે; અમે૦ ૨૧૫

રાજા રૂપસીહ કહે છે કે તે એક પુરૂષ કયો છે તે બતાવો ત્યારે રાણી કહે છે કે આ મંડીલ પેરનારો મારો પતી છે. તે સાંભળને રાજા કહે છે કે એ મંડીલ કોનું છે? રાણી કહે તમારા

નામનું છે. માટે સવારે ઉઠી નીત્ય તેનું દર્શન કરી પતીવ્રતપણું પાળુછુ એજ આધારે મેં બાર વરસ કહાડયાં છે તે વ્રત પુરૂ થવા આવ્યું છે. તે સાંભળી રાજા કહે છે કે આ મંડીલ કોણે બાંધ્યું છે? રાણી કહે છે મે મારે હાથે બાંધ્યું છે ત્યારે રાજા કહે છે કે એ વાત સાચી હોય તો ભાગી નાંખીને પાછુ છે તેવું બાંધી દેખાડો રાણી કહે છે કે આ મંડીલ ભાગી નાંખીને તમે બીજા ઓરડામાં જઇને થોડીવાર બેસો એટલે હું તઇયાર કરી તમને દેખાડીશ તે સાંભળી રાજા મડીલ ભાગીને બીજા ઓરેડામાં ગયા એટલે કોઇ ન જાણે તેમ ઓરડો બંધ કરીને ભોંયરામાં જઇને મારૂજીને સરવે વરતમાન કહી ઉપર લાવીને જેવું હતું તેવું પક્કડ મંડીલ બાંધીને પાછું ખીંટી ઉપર મુકી ભોંયરામાં જઇ સંતાઇ રહ્યા એટલે રાણીએ ઓરડાનો દરવાજો ઉધાડીને અંદર બોલાવી મંડીલ હતું તેનું બાંધેલું દેખાડયું તે જોઈ રાજા આશ્ચર્ય પામીને પોતાના મનમાં વીચાર કરે છે કે આ મંડીલ તો નક્કી ઠાકોરનું છે પણ જ્યાં સુધી મેં મ્હારી નજરે જોયા નથી ત્યાં સુધી જે બોલવું તે મીથ્યા છે એવો વીચાર કરી મનમાં અફસોસ કરી પોતાને મ્હોલે ગયો. એટલે મારૂજી પાસે જઈ સરવે વર્તમાન કહ્યા તે સાંભળી મારૂજી કહે છે કે હે પ્રિયા તમે કશી ચીતા કરશો નહીં હવે વેહેલાજ આપણે અહીંથી રવાને થશું એમ કહી પોતાનુ મંડીલ માથે મુકી રાણીની આજ્ઞા લઇ ભોંયરામાં થઇને પોતાને મુકામે ગયાં ત્યાં સર્વ સમાચાર કહીને નાઇ ધોઈ ભોજન કરી વેગ થયે દરબારમાં ગયા ત્યાં રૂપસીંહે ઠાકોરને માથે મંડીલ જોઇ વીચા

૧૧ . મેહેલમાં મે જે મંડીલ જોયું હતું તેજ મંડી ઠાકોરને માથે છે, માટે એ ઘણા પ્રપંચી માણસ છે, તેથી હ

પછી જો એને ચાકરીયે રાખું તો એ મ્હારી ઘણી વાતે ખરાબી કરે, માટે એને રજા આપું તો ઠીક થાય એવો વીચાર કરી કહે છે કે હે ઠાકોર, મારો ને તમારે ભેગા રહેવાનો જે સંબંધ હતો તે પુરો થયો માટે તમારે જે પગાર નીકળતો હોય તે ચુકવી લ્યો આજથી તમારે ગમે ત્યાં જાઓ એવું સાંભળી ઠાકોર કહે છે કે તે વાંતનો મને હરખ શોક નથી. એમ કહી પોતાનો પગાર ચુકાવી લઇને પોતાને મુકામ આવી માળણને સરવે સમાચાર માંડીને કહ્યા તે બાઇ હવે મારે પોતાને વતન જવાનો નક્કી વીચાર છે માટે તમોને પંદર લાખ રૂપીયા ઇનામના આપું છું કે જે તમે મારી ઉપર ખરા દીલની મમતા રાખી બહુ બરદાસ કરી છે એમ કહીને તે શેહેરના તથા આસપાસના ભીખારીયોને બોલાવીને તેઓને ઘટારત પ્રમાણે ધન આપી દીરીદ્રમાથી દુર કરયા તે પછી તે શેહેરના કસબી કડીયા સુતાર સલાટ લુવાર અને બીજા મજુરોની સાથે બંદોબસ્ત કર્યા સરવે તીરથોને રસ્તે ધર્મશાળા વાંવ્ય તળાવ કુવા વગેરે બંધાવાનાં કામો ચાલુ કરી તેનું ધન આપવાની માલણને તથા તે શેહેરના ધરમાતમા પુરૂષોને કરી સર્વને કહ્યું કે એ કામે પુરાં થયેથી તે જગાયે ગરીબ લોકોને સદાવ્રતનાં સીધાં આપવાં તે વાતમાં રાજા રૂપસીંહ કંઇ હરકત કરે તો મારી ઉપર માંડવઘડ ખાતે પત્ર લખી જાહેર કરજો. હું સત્ય કહું છું જે હું જસાજામનો પુત્ર છું મારૂં નામ ગજરેમારૂ છે. એ શબ્દો લોકોને કાને પડતાં રૂપસીંહને ખબર થઇ જે આતો ગજરેમારૂ મહા બળવાન ને પરાક્રમી છે તેથી એ ફુલાદેને જરૂર લઇ જશે. માટે એ પાપીને અહીંયાથી પાંચ ગાઉ દુર જઇ આવું તો ઠીક થાય નીકળ કંઇ તરકટ ઉઠાવશે

તો હેરાન કરશે એવો નીશ્ચય કરી ઠાકોરને કહે તમે તૈયાર થાઓ. તો હું તમને વળાવવા આવું. તે સાંભળી ઠાકોરે ઉત્તર આપ્યો કે હું તઇયાર છું એમ કહીને શેહેરના તમામ યાચકોને બોલાવી ઘટારત પ્રમાણે દાન આપી બહુ પ્રસન્ન કરયા પછી સરવેની સા થે ઝટ લઇ પોતાના ઘોડા ઉપર બેશી તઇયાર થયા એટલે રૂપસીંહજી કેટલાક લસ્કરના અમલદારોને લઈ સાથે વળાવવા ગયા તે પાંચ ગાઉ પોહોચ્યા એટલે મારૂજી કહે છે કે રૂપસીંહજી તમારી માયા જોઇ હું પ્રસન્ન છું. પણ હવે તમે પાછા વળો તો બહુ સારૂ. એમ કહી પાછા વળ્યા ને એક કોશ દુર ગયા એટલે મારૂજીયે બીજે રસ્તે પવન વેગે ઘોડો દોડાવી થોડીવારમાં પાછા માંડવધડ કુલાંદેને બંગલે કોઈન જાણે તેમ આવી પોહોચ્યા પછી બનેલી વાત બધી કહી સંભળાવી હાસ્ય વીનોદની વાતોમાં લીન થઇ ગયા. હવે રૂપસીંહજીને વળાવીને પોતાના મ્હોલે આવી થાકયા પાકયા સુઇ રહ્યા પણ તેને તરેહવાર સ્વપ્ના આવવા લાગ્યાં એમ કરતાં પાછલી રાતના કુકડા બોલ્યા એટલે રાજા ઝબકીને જાગ્યા પછી પોતાની મામી સુતેલી હતી તેને જગાડીને કહે છે.

દુહા—રાજા કહેરે મામી સાંભળોરે મુજને સ્વમાં તરેહવાર થાયરે; મુજને૦ પેહેલાં પોહોરે સ્વપ્નું આવીયું. કાંઇ મ્હોલે ચઢંતો રાયરે; કાંઈ૦ ૨૧૩ બીજે પોહોરે સ્વપ્નું આવીયુંરે, કાંઇ સોગઠાં માંડયાં સોળયે; કાંઇ૦ જાણે બેઠાં ચાવે પાપને, તેથી અધર દીસે રાતા ચોળરે; તેથી૦ ૨૧૬ ત્રીજે પોહોરે સ્વપ્નુ આવીયુંરે, મામી સાચો માનો સહસારરે; મામી૦ ભમર પલંગપર પોઢતાં કાંઇ ટુટયો તે નવસરહારરે. કાંઇ૦ ૨૧૭ ચોથે પોહોરે સ્વપ્નું આવીયુંરે, જાણે ગજરો-

આરૂ અસ્વારરે; જાણે૦ ચતુર રેવત પલાણીયો, લઇ ચાલ્યો ફુલાંદે નારરે; લઇ૦ અરથ એવાં વચન સાંભળી રૂપસીંહજીને તેની મામી કહે છે જે હે ભાણેજ હું કહું તે સાંભળ.

દુહો—સ્વપ્નમાં પડોરે સુકે લાકડેરે, વળી જાજે સમુદર બેટરે; વળી સ્વપ્નમાં સાચાં નોયે રાજવી, કાંઈ સ્વપ્ને વંધ્યા પેટરે; કાંઇ૦ ૨૧૯ સ્વપને નીરધનને ધન મળેરે, વળી વંધ્યા તે પ્રસવે પુતરે; વળી૦ સ્વપને મૂરખ બહુ વીધા ભણે, કાંઇ સારૂં પામે ઘર સૂતરે; કાંઇ૦ ૨૨૦ સ્વપ્ને ભુખ્યો ભોજન જમેરે, વળી તપ્ત થાય તેની ફુખરે; જાગીને જુવે સવારમાં તોએ પેટમાં ભુખની ભુખરે; તોએ૦ ૨૨૧

અરથ—રાજા રૂપસીંહને તેની મામી કહે છે હે ભાણેજ. ઉપર કહ્યા પ્રમાણે સ્વપ્નાની વાતો સાચી પડતી નથી, તોય તું તે શીદે આટલો બધો અફસોસ કરે છે? હે ભાઇ તું નીશ્ચંતાઇથી સુઈ રહે એમ કરતાં કરતાં નીંદ્રા આવી એટલે તે સુઇ રહી પછી રૂપસીંને કંઇ ચેન ન પડવાથી પોતે એકલો ઉઠીને ફુલાંદેને બંગલે જઇને ભીંત ઉપર ચઢવા માંડયું એટલે રાણીયે તરત જોયું તેથીજ બોલી.

દુહો—પાછલી રાતે મ્હોલ કોણ ચડશેરે, જાણે મોહેલે ચઢંતો ચોરરે; જાણે૦ રૂપસીંહરાજા જો જાણશે તો તો નહી રહે જીવ્યાનો જોરરે; તો તો૦ ૨૨૨

અરથ.—એવી રીતે ફુલદેનાં વચન સાંભળી રૂપસીંહજી વીચાર કરે છે કે હજી ફુલાંદે મારી મરજાદ રાખે છે માટે તેની પાસે જઈ વાતચીત કરૂં એમ વીચારી મોહોલમાં તેની પાસે ગયો તેને જોઇ ફુલાદેએ વીચાર કરયો કે જો આની સાથે ઇકરાર કરશે તો બે જણા મારામાર આવશે માટે એને જુદા પાડું એવું વીચારી

રૂપસીંહજી કહે છે કે મહારાજ આવો આપણે બીજા એકાંત ઓ-રડામાં જઇયે એમ કહી તેને બીજા ઓરડામાં લઇ જઇને એક ખુરશી ઉપર બેસારીને તેને કહે છે.

દુહો.—એનને મોહોલે શીદ આવીયારે, તમે જાઓને માડી જાયા વીરરે; તમે૦ મેં તો રૂપસીંહનો ચુડો ભાગીયો, ગજરામારૂનાં ઓઢયાં ચીરરે ૨૨૩

અરથ.—ફુલાંદે કહે છે કે હે પરપંચી તમે તમારા મનમાં કાંઇ પાકો વીચાર ન કરતાં મારી સાથ દગાબાજી રચી એ ઘણું ખરાબ કામ કરયું છે, તમારો એક તલ જેટલો કશી વાતનો મારા ઉપર અખ્તીયાર નહી છતાં ધણીપણાનો હુકમ બજા-વવા આવો છો તે તમને કંઇ વીચાર કે શરમ આવતી નથી. હે વીર મારી ખરી વાત સાંભળો. પ્રથમ માંડવગડના રાજા જસાજામના પુત્ર ગજરામારૂજીની બહુ તારીફ સાંભળી મારા મા બાપે મારૂજી સાથે સગાઇ કરવાના બંદોબસ્ત સારૂ એક બ્રાહ્મ-ણને મોકલ્યો હતો, પણ તે વેળા મારૂજી વનવાસ નીકળ્યા હતા તેથી તેની માએ ઉત્તર આપ્યો હતો કે મારૂજી મુદ્દત થયે પાછા આવશે ત્યારે કબુલ કરશું એવો ખુલાસો થયો હતો. તે પછી એ લોભીયા બ્રાહ્મણે તેમને સમજાવી પોતાની મતલબ સાધી તમને ખોટા મારૂજી ઠરાવી અમારી પાસે આવી કહ્યું કે ગજરામારૂજી સાથે સગાઇ કરી આવ્યો છું તે સાંભળી હું બહુ રાજી થઇ હતી. પછી તમે જાન લઇ આવ્યા તે વેળા મારા પતી ગજરામારૂની હુંશી-યારી જોવા સારૂ મેં આઠ પડદા જુદા જુદા રંગના બાંધીને જુદી જુદી સમશ્યાઓ કહી હતી. તે વેળાએ ગજરામારૂએ ઉત્તર આપ્યા

હતા માટે તેનેજ પરણી છું. ને પછી તમે દગલબાજીથી મને અહીં લાવ્યા તે વેળા આજ ઠેકાણે મારૂજી સાએયું લઈ આવ્યા હતા તેને જોઇ તમારી દગલબાજી સમજી ગઇતી માટેજ મારૂ પતીવ્રત પણું પાળવા આ ઠેકાણે બંગલો બાંધી રહીછું માટે તમે મારા માડીજાયા વીર જેવા છો તેથી પોતાની આબરૂ સહીત ઘેર પધારો. હું જેની સાથે પરણી છું તેને ઘેર જઇશ. એવી રીતે ફુલાંદેનો ઉત્તર સાંભળી રૂપસીંહે વીચાર કરયો કે હાલ એ મારૂ બીજા ઓરડામાં તે મેં નજરે જોયો છે પણ ઇહાં હું એકલો છું તેથી જો એની સામો થાઉં તો મારો ઘાટ ઘડી નાખે કેમકે મહા જોરાવર રાક્ષસને એક તરવારને ઝટકે મારી નાખ્યો હતો માટે હાલતો પાછો મોહોલે જાઉં સવાર પડે શુરા અમલદારોને સાથે લઈ આજ ઠેકાણે ઝાડ સાથે બાંધી એક તીરેથી એ શંડને મારી નાંખું- એવો વીચાર કરી તે શીકા પડીને પોતાને મ્હોલે આવીને પોતાની મામીને સરવે સમાચાર કહ્યા તે સાંભળી મામી તેને કહે છે.

**દુહો.**—મેળાયું મુકીને ઓઢ ચુંદડીરે. કાંઇ લજવ્યું છે કુળ કપુતરે. કાંઇ ભાલો ભાગીને ઘડાવ્ય રેંટીયો, તું તો કાંત ઝીણેરાં સુતરે; તું તો. ૨૧૪ તેની વણાવ્ય જઇને પામરીરે, તે તો દે જઇ મારૂને નેટરે; તેં તો૦ પશુ પંખીને બહુ પાળે છે, તેમ તારૂ તે ભરશે પેટરે. તેમ. ૨૨૫

**અરથ.**—રૂપસીહને એની મામી કહે છે કે હે બાયલા તે ક્ષત્રીનું પાણી લજાવ્યું માટે સમશેરને ભાલો એ તને શોભતાં નથી માટે મરદનો પોશાક ઉતારી સ્ત્રીનો વેશ ધારણ કરી રેંટીયો કાંત્ય. અરે મુરખ આ પ્રમાણે કોઇ શતરૂ તારૂ રાજ લેવા આવે તો તું શી રીતે લડાઈ કરી શકે. અરે બાયલા તું ફુલાંદેને લી-

એટલે મારૂજી પણુપો વાનો સરવે પોશાક પેહેરી ઢાલ તરવાર બંધુક અને ભાલા વગેરે સરવે હથીયાર બાંધી રાણી અને દાસી સુદ્ધાં દરબારમાં આવ્યો તેને જોઇ રાજા પ્રધાન અન સભામાં બેસનારા સરવે લોકો આશ્ચર્ય પામી ઢીગમુઢ બની ગયા તે વેળા મારૂજી કહે છે, હે રૂપસીંહજી તમો તથા પ્રધાનજી સરવે સભાસદોને જાહેર ખબર આપું છું કે આ ફુલાંદે રાણીએ પરણતી વખતે આઠ પડદા બાંધી આઠ જુદી જુદી સમસ્યાઓ પુછી હતી તેના ઉત્તરો તમે આપ્યા નથી, મેં ઉતરો આપી પડદા છોડવ્યા હતા માટે પ્રથમથી તે મહારાજ નામને પરણી છે, માટે તે મારી રાણી છે ને સરવે સભાની સાક્ષીયે હું તેને પોતાને દેશ લઇ જાઊંછું તેમાં તમારો કાંઇ અખ્તીયાર નથી, માટે જે મહેનત કરશો તે સહા રદ જશે માટે તમને જાહેર કરૂં છું. કદાપી તમારે બે સમજણી લડાઇ કરી સામું થવું હોયતો હું તઇયાર છું એમ કહી રાણી ફુલાંદેને દાસી સુદ્ધાં આગળ કરી પોતે પાછળ રહીને ઘોડાઓને પવનવેગે ચલાવી પોતાના વતન બાણી જવા નીકળ્યા, તેની પછવાડે રૂપસીંહજી પોતાના શુરવીર લશ્કરી સીપાઇ તથા અમલ દારોને લઇ ત્રણ મેલ સુધી પાછળ ઉતાવળ કરી ગયા તોયે મારૂજીનો ફરી મીલાપ થયો નહીં ત્યારે છેક નીરાશ થઇ પોતાના લશ્કર સુદ્ધાં પાછા વળી રૂપસીંહજી ફીકે મોહોડે પોતાના રાજ મહેલમાં આવી મહા ઉદાસ થઇ ઘણો વીચાર કરી પોતાના મનને સમજાવ્યું કે હું પ્રથમથીજ દગબાજીનો પાયો રચી ફુલાંદેને લાવ્યો હતો તેમાં કેમ સકો એ રીતે મજરાખારનું ને ફુલાદેનું કહેવું વાજબી હતુ તેથી જેનો માલ તેને સ્વાધીન થયો એમ વીચારી અફસોસ મુકી દીધો. હવે મજરામારૂજી

દુહા કીયારે મુલકથી આવ્યા સાહબારે, તમે કીયારે મુલકમાં આવોરે; તમે૦ કપ જનેતા પેટે જનમીયા, તમે કઈરે ગોરીના છો નાવ ; તમે૦ ૨૨૬ સાચું કહેજ્યો રાજા સત્યવતારે, કહો કીયું ન-માઈ ગામરે; કહો કુંવર છો કેણ રાજા તણા વળી શું છે તમારૂં નામરે; વળી; ૨૨૭

અરથ—રાજ પુત્રી દેવળદે પુછે છે કે હે મહારાજ તમારૂ અને તમારા પીતાનું નામ તથા ગામ કૃપા કરી કહો તો બહુ સારૂં ને સાંભળી મારૂજી કહે છે તે સાંભળો.

દુહો.—ઉત્તર ખંડથી આવીયારે, પશ્ચિમ દેશ જવાનો ભાવરે; સખીમ૦ આબા મંડળના અમે રાજવી રાણી મંછા ગોરીના નાવરે; રાણી૦ ૨૨૮ કુંનો કુંવર જમા જામનોરે; કાંઈ માંડવધડ મારૂ ગા-મરે; કાંઈ૦ હું છું દામાવંતીનો દીકરો, ગજરોમારૂજી મહારૂં ના-મરે; ગજરો૦ ૨૨૯

અરથ.—મારૂજી કહે છે હે રાજપુત્રી હું ઉત્તર દીશાએથી આવ્યોછું અને પશ્ચીમમા જવાની મરજી છે. હું માંડવધડના રાજા જસાજામની અણમાનીતી રાણી દામાવંતીનો પુત્ર છું અને ગજરો મારૂજી મારૂ નામ છે. મંછા ગોરીનો નાવ એટલે જે મારા સદ્ગુણ જોઈને મારી ઉપર મોહીત થઈ મને વરીને મારા કહ્યા પ્રમાણે ચાલે તેનો હુ સ્વામી થાઊ છુ. એ આપણું સત્ય માનજો. એવી વાત સાંભળતાં સુધડદે અત્યંત રાજી થઈ પોતાના મનમા વીચાર કરી મહાદેવને કહે છે અહો પરમદેવ શુ શિવ જે કોઈ સ્ત્રી પુત્ર તમારા નામનું તપ ધ્યાનને વ્રત કર્યું હશે તેને તમે મન વાંછના પુરી કરી આપી સંતુષ્ટ કર્યા છે તેમ મે પણ છ માસ સુધી ખરા ભાવથી તમારી

હતું તે આજે ૭ માસ પુરા થતાં મારી ઇચ્છા પરીપુર્ણ સેવા કરી જે વાત તેથી હું વરનાર તમને તથા ગોરનારી (પારવતી નરસુ પીઆરવું અને નદકેસ્વરને વારંવાર નંમસ્કાર કરૂં છું. એરીતે પ્રણામ કરી માંરૂજીને કહે છે કે અહો પરમ પ્રીય સ્વામી તમારા રૂપ ગુણનું વર્ણન સાંભળી હું મોહીત થઈ મળવાને આતુર હતી. તે આજે સંદા શીવે પ્રસન્ન મીલાપ કરાવ્યા તેથી બહુ આનંદ થયો છે માટે રાજમહેલમાં મારો એકાંત વાસ છે. ત્યાં જરૂર પધારજો જી. તે સાંભળી મારૂજી કહે છે કે તમારો ભાવ છે તે આવીશું. એવો ઉત્તર મળતાં પોતાને સ્થાનકે જઇને પોતાની દાસીને કહે છે કે દાસી તું આપણા પ્રધાનજીને ત્યાં જઇ તેની પુત્રી દેવબહેન કહે તરી પ્રીય સખી સુગંદે તને બોલાવે છે, તે સાંભળી તેણે સોળે સણગાર સજી સુંદર સાડી તથા તાગ ટબકીની કાચલી પહેરી પોતાની પ્રાણ સમાન સખી સુધડદેને માહેલે આવી એટલે તેને સુધડદેએ સરવે સમાચાર વીગત સહીત કહ્યા તે સાંભળી બંને સખીયો બહુ પ્રસન્ન થઇને પોતાના (સુગડદેના) માહેલ શણગારવા માંડયા.

દુહા.—રંગ મોહોલનો સુંદર આરડોર, તે તા સણગાર્યા ઝાકઝમાળ; તેતો૦ ચદરવે, બાંધ્યા કીનખાબના ફરતી ઝાલી સાનરી ઝાલરે, ફરતી૦ ૨૩૦ કાચ બાંધ્યા નાના લાખ તણારે, જેના સુંદર સુભ દેખાવરે; જેમ૦ કટલા એકમાં છબાયેલ તરહવારના, પુરૂષ તજ જેમાં પરખાયરે; પુરણ૦ ૨૩૧ ખુરસીના સુની થીસાન તસ્વીરે ઘણી શોભે છે ઝકઝમાટરે; ઘણી૦ તની જોડશી બેન કથીં ચડવું. કાઇ કચ તણું કબાટરે; કાંધ૦ ૨૩૨ બીલોરી કાચની સીસીયે રે, માંહી ભરીયેલ અંગ ગુલાબરે, માંહી૦ લવીંગ સોપારીને એલચી, બીડાં બનાવ્યાં છે સુંદર

લાંબો ચતુરાઈ ચોટલોરે, તેમાં તેલ ચંપેલનો વાસ; ઉંચું ઋતર એકેરે ગુલહેનું, જોતાં મનડાંના પોહચે આશરે. જોતાં. ૨૪૫ મુખડું શરદના ચંદ્રસુરે અતી અમૃત ભરીયા નેણરે: અતી. ગોરી ગાયન કરે મધુરે સ્વરે જેના મીઠા લાગે બહુ વેણરે. જેના. ૨૪૬ હાંસી લાગી આમળ ખરેરે, બાઇ હોઠને બીડાં તંબોલરે; બાઇ એમાં લરીંગ સોભાગીને એલચી, બાઇને બાત કરે કલોલરે; બાઇને ૨૪૭ જરકશી લીલી કંચુકીરે તેનો કશીન પહેરી છે અંગરે. તેના ૨૪૮ કાંકણું મણી જડ ચુડલાને, જડયો હેમથી ઝાકઝમાળરે; જડયા હથ આંગળીયે વેઢ વીંટીયોરે, ગોરી ચાલે ધીમી ચાલરે. ગોરી. ૨૪૯. સીંહ સમાન કટીલંક છે રે. પાએ ઝચુકારરે; પાએ સાંકળાં કલાં સુવર્ણના તેની શોભાનો નહીં પારરે. તેની. ૨૫૦ અનુપમ અજી આંખડીરે, લાલું અંકુ કીધું છે ગાલરે, લાલું. છુટયું છે છુટણું. એવો અંગો છે ઉત્તમ તાલરે એવો. ૨૫૧ જાણે ઇંદ્રની અપસરારે. આવી અંત્રીક્ષથી અલબેલરે આવી કહે તેના શોભા શી કહું, જેને પરણુશે બારૂ છેલરે. જેને. ૨૫૨

અરથ.—એવી રીતે સુઘડદેએ ભારે કીંમતના સોળે શણગાર સજીને તરહવાર રંગના અતી ઉત્તમ પોશાક પહેરી એવા શોભાયમાન બની કે જાણે ઇંદ્રના ઘરની અપછરા અંત્રીક્ષથી ઉતરી હોય એવા શોભાયમાન દેખાવા માંડી પછી પોતાની પ્રીય સખી દેવળદેને કહે જે કે બેન તું પણ તારે ઘેર જ સોળે સણગાર સજી મારી પાસે વહેલી આવ એટલે આપણે બારૂજીની વાટ જોઇ તઇયાર રહીએ એવું સાંભળી દેવળદે પોતાને ઘેર જઇને સોળેસણગાર સજી તરેહવાર ભારે કીંમતના પોશાક પહેરી તરત સુઘડદેને મોહોલે આવી એણે દાસીને આગના કરી કે આગલી બારી આગળ બે જડીત ખુરશી નાખ

એવો હુકમ થતા દાસીએ ખુરશી બારી આગળ મુકી એટલે સુઘડ- દેએ પોતાના કાચના કબાટમાંથી અતી ઉત્તમ બસરાઇ ગુલાબના અત્તરની શીશી કહાડી તેનાંથી અત્તર લઇને પોતાના પોશાક ઉપર તથા દેવગાદેના પોશાક ઉપર છાંટીને શીશી પાછી મુકીને બેઉ સ- ખીયો બારી આંગળ આવીને ખુરશી ઉપર બેસી ગજરામારૂજીની તારીફ કરી વાત કરે, એટલે મારૂજી પણ પોતાનો બરજરીનો પોશાક પહેરી તે ઉપર ગુલાબ મોગરો ચંબેલી જાઇ જુઇ અને કે- વડો વગેરેની બારે કીમતના અત્તરો પોશાક પર જુદે જુદે ઠેકાણે છાંટી ઘોડાને તરેહવાર ચાલથી નચાવતા નચાવતા સુઘડદેના મોહોલ નજીક આવ્યાં એટલે બેઉ સખીયો નીચે ઉતરીને તેમને મોંહોડું માન આપી ઉપર તેડી લાવીને એક બારે કીમતી જડીત્ર કોચ ઉપર બે- સાડીને તેમને સોપારીનું મસાલાદાર બીડું આપી નાનાં પ્રકારના વીનોદની વાતો કરીને રસોયા પાસે અનકુટના જેવા તરેહવાર રસોઇ તઇયાર કરાવી હતી તે મારૂજીને સુવર્ણના પાટલા ઉપર બેસારી તે- મની રૂચી પ્રમાણે તૃપ્ત કરી જમાડીને ઠંડુ જલપાન કરાવીને પાનનાં બીડાં આપ્યા તે ખાઇને મારૂજી કહે છે અહો પ્રાંણ તે આજે તને ભાવ સહીત જે જે માન આપ્યું છે તે જોઇ હું ઘણા પ્રસન્ન છું તેમ તારૂ રૂપ અને ગુણ જોઇ મોહીત છું એવું કહેતા ઘણી જાતના અત્તરની ખુશબો આવી તે જોઇ સુઘડદે પુછે છે કે હે નાથજી અમે એક બે જાતનાં અત્તર વાપર્યા છે, પણ તમારી પાસે ઘણી જાતનાં અત્તરોની જુદી જુદી ખુશબો આવે છે તેથી મારૂં મગજ તર થઇ ગયું છે એમ કહી બે હાથ જોડી વીનંતી કરી કહે છે કે હે પ્રાણ નાથ મેં ઘણાં દીવસથી આપની સુકીર્તી સાંભળી છે તે દીવ-

સર્વા મનથી તમને વરી ચુકી છું, પણ આજે તમથી વરો તો મહા ઉતેન કરો. એવો વીચાર મગના કોઇ ન જાણે એમ વીચીત્રાની મા-મથી મગાવી ગોરને બોલાવીને ગણેશ પાટ બેસારયા એટલે દેવચંદે કહે છે હે પ્રીય મગની તારે ન મારે ન્હાનપણથી પ્રીતી છે તેથી મારી પ્રકૃતીના તને મર્મ ખબર છે માટે હું એન મારૂજી ઉપર મારૂ પણ મન બહુ મોહીત થયું છે તેથી હું પણ એમને પરણીશ તો આપણે સદા સંતોષ પામી મંજાએ રહીશું. વળી તમારીને પ્રાણ પતીના સહાય આગ્યા પામીશ તે સમગી સુવડદેને બહુ દયા આવી તેથી વાત કબુલ રાખીને બેઉ સખી પેમ મહાન ગોરથી સતીએ મારૂજીની વરી મંગળ ફેરા ફરી ગોરને દક્ષણા આપી રાજી કરીને કહે છે કે ગોર દેવ આ વાત કોઇને કરશો નહી હો. ગોર કહે સાઇ બાઇ એમ કહી ગોર પોતાને ઘેર ગયા એટલે નાના પ્રકારના પુજાર મગાવી પલંગ ફરતી જાળી ગુથાવીને તેમાં મારૂજીને સુવારીને બેઉ બે પગ ચાપવા મંડી તે જોઇ મારૂજી પણ બહુ પ્રસન્ન થયા એમ એમ હાસ્યવીનોદથી રાત્રી પુરી કરી મગર થતાં પેહેલાં મારૂજીએ કહ્યું કે તમે બેઉ જણ સજીને તૈયાર થાઓ કનક હવે પછી હું એક પળવાર રોકનાર નથી તે સાંભળી બેઉ સખીયોએ પોતે પોતાને ઘેરથી પોતાના વસ્ત્ર અલંકાર તમામ લઇને સુવડદેના રથમાં બે જણી બેઠી એટલે મારૂજી પણ પોતાના સરવે હથીઆર બાંધી ઘોડા ઉપર બેસી રથની આગળ થયા તે શહેરના દરવાજા આગળ ગયા એટલે દરવાને સુવડદેનો રથ ઓળખીને હાંકનારને પુછ્યું કે આ રથ રાજ પુત્રી સુવડદેનો છે તે સવારના પોહોરમાં દાસ દાસીયો વગરનો ક્યાં જાય છે? એમ કહીને રથને તથા મારૂજીને અટકાવી બીજો શીપાઇ સાથે

રાજાને ખબર કેવરાવી કે મહારાજ આપની પુત્રી સુખડદે રથમાં બેસી એક જંગ પુરૂષ સાથે ગામ બહાર જાય છે. એવું સાંભળી રાજાયે પોતાના પ્રધાનને તથા લશ્કર અમલદારને આગ્યા કરીકે રથ પાછો વાળી રેહેલે મોકલી દઈને તે જંગ પુરૂષને પકડી મારી પાસે લાવો એવી આગ્યા થઈ પ્રધાને કહ્યા પ્રમાણે કામ કરી લશ્કરના જોદ્ધાઓ પાસે ઘેરાવી લીધો તે જોઈ મારૂજીએ પોતાના મનમાં વીચાર કર્યો કે બાર વરસ થયાં હું ખબર ન કળ્યો છું ત્યારથ તે આજ દીન સુધી જગેશ્વર મહાદેવે મારી લાજ રાખી છે તેમ આજે પણ આ મહા સંકટમાંથી છોડાવશે એમ વીચારીને પોતે મહાદેવનું ધ્યાન ધરીને હીંમત રાખી એટલે મહાદેવે તેને શુરાતન આપ્યું એટલે પોતાની શીરોહની તરવાર મ્યાનમાંથી કાહાડીને અનીરૂદ્ધની જેમ ગરજના કરી કુદી પડ્યો તે કેટલાકને સમશેરના સપાટા લગાવ્યા કેટલાકને ભાલા માર્યા કેટલાકને હાથમાં ઝલી ચીભડા જેમ પછાડ્યાં એવી રીતે આખાં સેનામાં ભગાણ પાડ્યું તેથી જુદ્ધાઓ સરવે નાસવા માંડ્યા તે જોઈ પ્રધાને રાજાને કહ્યું કે મહારાજ કોઈ અનીરૂદ્ધ જેવો મહાબળવાન જુદ્ધો આવ્યો છે તે ખુબ લડાઈ કરી બધાને નસાડે છે તે સાંભળી રાજાએ પ્રધાનને કહ્યું કે લડાઈ બંધ કરાવીને એને મારી પાસે પકડી લાવો તે સાંભળી પ્રધાન તેને ઠંડો પાડી સમજાવીને રાજા પાસે લાવી સામો ઉભો કર્યો એટલે તેનું રૂપ જોઈ ખુબ મોહ પામીને પુછે છે કે આપનો કયો દેશ કયો પોતાનું નામ શું અને બાપનું નામ શું તથા યુવા અવસ્થામાં શા કારણ માટે પરદેશ નીકળ્યા છો તે સરવે સત્ય કહો તે સાંભળી મારૂજી કહે છે કે મારવાડના જસા રાજાની અણુમાનીતી દામાવંતીનો પુત્ર છું.

મને મર્વ લોક ગજગે માૈરૂજી કહીને બોલાવે છે. એવું સાંભળી રાજા પ્રધાનને કહે છે અહો પ્રધાનજી જેની સુરાતી ચેતન્ય ખુબ દૈત્યાં છે ને પુરણ દર્શન થવું દુર્લભ છતાં તે પ્રત્યક્ષ આપણે ઘેર આવ્યા છે માટે હું સુવડદેને કન્યાદાન આપી એની સાથે પરણાવી દઉં તે સાંભળી પ્રધાન કહે છે કે મહારાજ તમારો વીચાર બહુ સારો છે. હું પણ મારી લાડકી પુત્રી દેવરૂદેને કન્યાદાન આપી પરણાવી દઉં. તો બન્નો મળી બાળપણમાં મન મીલાવી છે તેથી એક સ્થાને રહી સુખી થશે. એવો નીશ્ચય કરીને એક સોગઠો સુગોભીત માંડવો બાંધી રૂડું મહુર્ત જોવરાવી રાજા પ્રધાન બેઉ જણાએ શાસ્ત્ર વીધી પ્રમાણે કન્યાદાન આપવા માંડયાં તે સમયે સર્વ સાહેલીઓ મળી મધુરે શ્વરે ગીત ગાય છે.

દુહા—સહીયર મળી સહુ સાથમાંરે, તેતો હરખીને ગણગુણ ગાયરે. તે તો૦ ચોરી બાંધી છે સુંદર ચોકમાં. ત્યાંતો શુભ મંગળ વરતાયરે, ત્યાં તો૦ ૨૫૩ ચાર મંગળ ફેરા ફેરવે, તેતો હરખે છે રેવે જાનરે: તેતે૦ હસ્તી ઘોડા રથને પાલખી, હીરા મોતીનાં આપ્યાં દાનરે; હીરા૦ ૨૫૪ પરણી ઉઠયા બહુ પ્રીતથી રે, તેને આનંદ અંગનમાયરે; તેને૦ સુવડદે દેવળદે બે રાણીઓ તેતો જોઇને રાજી બહુ થાયરે: તેતો૦ ૨૨૫ સર્બીયો સહુ આશીશ દીયરે, તમને પ્રસન્ન થયા મહાદેવરે; તમને૦ તેથી મનવાંછીત વર આપીયો, સદા કરજો સ્વામીની સેવરે, સદા૦ ૨૫૬ માયા છે અમપર રાખજોરે, મારી આંખ જુ બન્ને બેનરે; મારી૦ પાછાં મહીયર વેહેલાં આવજો તમો સાંભળશો દીનરે; તમે. ૨૫૭ અરથ - એ પ્રકારે રાજાએ તથા પ્રધાને પોત પોતાની પુત્રી શાસ્ત્રની વીધી પ્રમાણે વસ્ત્ર, હીરા જડીત સુ-

ણુના અલંકારો મોતીનો હાર રોકડી સોના મોહોરો અશ્વ ગજરથ પાલખી દાસ દાસીઓ વગેરે ઘણો માલ આપી ખુબ સંતુષ્ટ કરયાં તે સમયે સરવે સાહેલીયોયે મળી ગીત ગાઈને આશીરવાદ દીધો તે સમયે ઢોલ તાશા નોબત શરણાઈ ભેર ભુંગળ વગેરે નાના પ્રકારના વાંજીત્ર વાગ્યા તેથી નગરના સરવે લોક જોઈને ખુબ રાજી થયા આખા શેહેરમાં નોતરાં દેવરાવી અતી ઉત્તમ તરેહવાર રસોઇ કરાવી સર્વને સંતુષ્ટ કરી જે જેને ઘટે તેવા પેહેરામણી ઇનામ આપ્યાં સર્વ યાચકોને રાજાએ તથા મારૂજીયે બહુ દાન આપ્યાં એ રીતે લગ્નનું સર્વ કામ પત્યા પછી મારૂજીએ પોતાના બેઉ સસરા પાસે સ્વદેશ જવાની આગ્ના માગી એટલે સર્વ સાથ એકઠો થયો ત્યા રાજારાણીને પ્રધાન તથા તેની સ્ત્રી વગેરેએ પોતાના પુત્રોને બહુ શીખામણુ દીધી વળી નીકળતી વખતે બન્નેની માતાએ તરેહવાર વસ્ત્ર અલંકાર આપ્યા પછી જે મારૂજીને અપેક્ષા સેવકો હતા તેને હથીયાર બંધાવી સર્વ સાથ મળી ગાજતે વાજતે વીદાય કરી સૌ સૌને ઘેર ગયા

તે બાદ મારૂજી કુચ કામ કરી કેટલેક દીવસે પુલાંદેને નગર આવ્યા તેના રાજાને ખબર પડતાં બહુ માન આપી સામઇયું કરી મોહોલમાં લાવી સર્વને સંતુષ્ટ કરી ભોજન કરાવ્યુ એ રીતે બે દીવસ પરણાગત કરી સુધડદેના પીતા કરતાં બન્ની વાતે બમણો વીવેક કરી બતાવ્યો પછી સર્વ સાથ તૈયારી કરી ગાજતે વાજતે વીદાય કરવા તે કુચ મુકામ કરતા ચાલ્યા જાય છે. તે દીવસે રાણી ચંપાદે પોતાના મનમાં વીચાર કરે છે કે મારો સ્વામી ગજરો મારૂજી મને શુભ વચન આપી બાર વરસનો વાયદો કરી આ વનમાં મહાદેવને ખોળે મુકી ગયા છે તેને આજે બરોબર બાર વરસ પુરાં થયાં છે તો પણ હજુ સુધી

તે આવ્યા નથી તેથી હવે પછી મારા મનને ધીરજ રહેવાના નથી. માટે આ વડના ઝાડ ઉપર ચડીને જોઊં ને તે દુરથી નજરે પડેતો બહુ સારૂં થાય એમ વીચારી તરત ઝાડ ઉપર ચડીને જોયુ તો ઘણું દુરથી એક મોહોટું લસ્કર ચાલ્યું આવે છે તે જોઇને પોતાના જીવને હીમ્મત આવી કે લસ્કરમા મારો સ્વામી હોય તો આજે અત્યંત આનંદ થશે એમ ધારે છે એટલે તે વનના પક્ષીયે જુદે જુદે સ્વરે એમ પછી બીજું બોલી સારા શુકન આપે છે એટલે તારેજ મારૂજી પોતાના ઘોડા ઉપર બેશી નાના પ્રકારની ચાલથી નચાવતા નચાવતા નજીક આવ્યા એટલે ચંપાદે ઓળખતા તરત હેઠી ઉતરીને મારૂજી પાસે આવી પુછે છે કે હે મચ વચની સ્વામી- નાથ! આપ વરરાજાના જેવો બનજરીનો પોશાક પેરી આવ્યા છો તે આનંદની વાત છે પણ મહારાજ આપ શરીરે તો કુશળ આનં- દમાં છો. તે સાંભળી મારૂજી કહે છે અહો મારી પરમ પ્રીયા પટ રાણી! હું જગેશ્વર મહાદેવજીના પ્રતાપથી ને તમારા આશીરવાદથી તમારો મારો વીયોગ રહ્યો તે દીવસથી તે આજ દીન સુધી કુશળ આનંદમાં છું તેમ તમોએ શુકન કહાતા તે પ્રમાણે બીજી ત્રણ રાણીયો પરણીને સાથે લાવ્યો છું. ને તે ત્રણેના પીતાએ મને કન્યા- દાનમાં હીરા જડીત્ર સુવર્ણના અંકારો તથા સુંદર વસ્ત્રો અને શસ્ત્ર બંધ શુરા યોદ્ધાઓની સેના તથા હસ્તી ઘોડા રથ પાલખીયો ઉંટ વગેરે બહુ વીવેક અને પ્રીતી સહીત આપ્યું છે. તે સાંભળી ચંપાદે બહુ પ્રસન્ન થઇ, પછી મારૂજીયે સર્વ સેના સહીત ડેરા તંબુ તાણી તેજ ઠામે વીરામ લેવા રહ્યા ત્યાં મારૂજીયે સેવકો પાસે પુષ્પ બીલી વગેરે મંગાવી પોતે નાહીને ધોએલાં પવીત્ર વસ્ત્ર પેહેરીને મહાદેવજીની

પૂજા કરી ચંદન અક્ષત ઓલી પુષ્પ અબીલ ગુલાલ વગેરે ચઢાવી ધુપ નઇવેદ આરતી વગેરે કરી નવ પુષ્પાંજલી કરી ચારે રાણીયોને દર્શન કરવાની આજ્ઞા આપી એટલે તે ચારે જણીઓ એકઠી મળી દર્શન કરી તંબુમા આવી ને પછી બીજા બાવીક જનો દરશન કરી પોત પોતાને સ્થાનકે આવ્યા સ્નાન ભોજન જમ્યાં રાજા રાણી પણ પોતાના તંબુમાં થાળો મંગાવી ભોજન કરી પાન સોપારીના બીડાં ખાઇ ચારે રાણીઓએ વીવેક સહીત યથાયોગ્ય પ્રમાણે વાતો કરી પરસ્પર પ્રીતી બાંધી તે જોઇ બારૂજી બહુ ખુશી થયા પછી તેજ ઠેકાણે રાત્રી નીર્ગમન કરી મોટે પરોડીએ ઉઠી કુચ કરી લાંબી મજલ કરી ચંપદેને નગર ગયા તેના રાજાને ખબર પડતાં મોટી ધામધુમથી સામયું લઇ પોતાના મેહેલમાં તેડી લાવ્યા ત્યાં ખુબ માન આપી ભોજન કરાવ્યુ ને પછી સાથને જમાડયા એ રીતે પાંચ દીવસ પરૂણાગત રાખ્યા તેન દરમ્યાનમાં બારૂજીની શાહને સમરથે બારૂજીને બાર વરસની મુસાફરીનું સર્વ વર્તમાન પૂછયા તેનો વીગત સહીત ઉત્તર આપ્યો તેથી તેમના મનનું સમાધાન થયું ને બાદ છેલ્લે દીવસે મર્યાના કરતા મોત્તી મુલના વસ્ત્ર અલંકારો પોતાની પુત્રી તથા જમાઇને આપી સંતુષ્ઠ કરી બીજી ત્રણ રાણીઓને પણ પોશાક ને અલંકાર આપ્યા ને પછી દાસીઓને હથીયાર બંધ લશકર સર્વના કરતા વિશેષ આપી ખુબ પ્રસન્ન કરી રવાન કર્યા. ત્યે કુચ કામ કરી થોડે દીવસે માંડવગઢ નજીક આવ્યા તેની રાજસેવકોને ખબર પડતાં દુરથી જોઇ તરત રાજા જગાજીમને જઇને કહ્યું કે મહારાજ આપના શેહેર નજીક કોઇ મોટો બળવાન રાજા પુષ્કળ લશકર લઇ આવે છે તેની મને ખબર પડતાં તમને કેવા આવ્યો

જ્યારે શેઠ સાહુકારોએ સોના રૂપાના ફુલથી વધાવી મુક્યા અને બીજી લોકોએ ગગના ફુલથી વધાવ્યા પછી દરબારમાં લાગી કચેરી ભરી ત્યાં પુરવાસી જનોને રાજ રીત જુહાર કરી કુશળ વર્તમાન પુછ્યા, પછી રાજાએ જોશીને પુછ્યું કે મહારાજ ગજરામારૂજીને રાજ્યા ભિષેક કરવાનું મહુરત જુવો તે સાંભળી જોશીએ ટીપણું જોઇ કહ્યું કે મહારાજ આજે કુંભરાશીનો ચંદ્રમા ત્રાંબીને પાયે ને વળી અમૃત ચોઘડીયું ને અમૃત સીદ્ધી યોગ છે તેથી શત સંવત્સર સુધી મનવાંછીત સુખ ભોગવશે એવું સાંભળી પંડીતોને આજ્ઞા દઇ શાસ્ત્ર વાંચી પ્રમાણે રાજ્યા ભીષેક કરયો તે વેળા નાના પ્રકારના વાજીંત્ર વગડાવ્યા સર્વ કર્મ પુરૂ થયા પછી બ્રાહ્મણોએ આશીરવાદ દીધો કે હે મહારાજ તમારો પુત્ર દેવપીત ને મનુષ્ય સર્વને સંતુષ્ટ કરશે. એ અમારો આશીરવાદ રાજાએ તથા સ્તુ કહી તે બ્રાહ્મણોને તથા બીજા સર્વ યાચકને પોતપોતાની યોગ્યતા પ્રમાણે દાન આપ્યા, તે પછી સભાસદો સરવેને પાન સોપારીને ફુલના તોરા આપ્યા અને ગુલાબજળ છાંટી જસોજાય કહે છે હે પરમ પ્રીય પ્રજાજનો, આજે તમે ઘણી શ્રમ લઇ મને ને મારૂજીને બહુ માન આપ્યું તેનો ઉપકાર માનુછું એમ કહી કચેરી બરખાસ્ત કરી તે પછી મારૂજી પોતાની મા, દામાવતીને તથા અપરમાને પગે લાગ્યો એટલે તેમણે આશીરવાદ દીધો જસાએ સમાવંતીને પટરાણી કરી તે બીજી સાતે પ્રસન્ન થઇ કબુલ કરયું એટલે તેમના ગુમાવેલા પુત્રો ગત થયા બાદ સાતેને સારા પુત્રો આવ્યા તેથી સરવે સંપીને ચાલી મારૂજીએ રાંમ રાજ જેવું નીતી ચલાવી તેથી સર્વ પ્રજાને આનંદ થયો.

સમાપ્ત.

# જાહેર ખબર.

| | |
|---|---|
| બત્રીશ પુતળીની વારતા મોટી | કીં. ૧—૮—૦ |
| મીરાંબાઇ નોવેલ | ૦—૮—૦ |
| પારસમણી ભજનસંગ્રહ | ૦—૪—૦ |
| સદેવંત સાવલીંગાની વારતા | ૦—૮—૦ |
| ચતુરસુંદર સ્ત્રી વિલાસ ગરબા સંગ્રહ | ૦—૮—૦ |
| અજરામારૂની વારતા મોટી | ૦—૮—૦ |
| અનંગતરંગ અથવા રસિકરંગ વિલાસ | ૧—૦—૦ |
| પુરૂષોતમ માસની કથા ગુજરાતી | ૦—૮—૦ |
| કાવ્યદોહન મોટું | ૧—૦—૦ |

હરેક સ્ત્રી પુરૂષોની લાઇબ્રેરીમાં રાખવા લાયક નીતિ અને સદગુણ દર્શક (૨૬૦) ગરબાનું સંગ્રહસ્થાન

## સંગીત ગરબાવળી.

સોનેરી પુઠું. કીંમત રૂ. ૦—૮—૦

આ સિવાય હરેક જાતનાં વારતાનાં તથા નાટકનાં તથા સરકારી ઇંગ્રેજી તમામ જાતનાં પુસ્તકો અમારે ત્યાંથી રોકડી કીંમતે મળશે. વેપારીના: ભાવ ઘણાજ સસ્તા રાખ્યા છે.

બુકસેલર મગનલાલ મનસુખરામ.

બુકસેલર શંભુલાલ દોલતરામ.

ઠે. કાળુપુર, મામુનાએકની પોળ—અમદાવાદ.